પ્રકાશન નં. ૩૯૭

# અહકામે મુસાફિર

લેખક :

હઝરત મુફ્તી મુહમ્મદ ઈન્આમુલ હક સા. કાસિમી
(ઉસ્તાદે હદીસ, દારુલ ઉલૂમ હિદાયતુલ ઈસ્લામ, આલીપૂર)

અનુવાદક :

અબ્દુલ કાદિર ફાતીવાલા

પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

પ્રકાશન નં. ૩૯૭

# અહકામે મુસાફિર

લેખક :

**હઝરત મુફ્તી મુહમ્મદ ઈન્આમુલ હક સા. કાસિમી**
(ઉસ્તાદે હદીસ, દારુલ ઉલૂમ હિદાયતુલ ઈસ્લામ, આલીપૂર)

અનુવાદક :

**અબ્દુલ કાદિર ફાતીવાલા**

**પ્રકાશન વિભાગ :**

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. **કંથારીઆ**—૩૯૨ ૧૬૨,
તા. જિ. ભરૂચ. (ગુજરાત—ઈન્ડિયા)

કિતાબનું નામ : અહકામે મુસાફિર

લેખક : મુફતી મુહમ્મદ ઈન્આમુલ હક સા. કાસિમી

અનુવાદક : અબ્દુલ કાદિર ફાતીવાલા

આવૃત્તિ : પહેલી

પ્રત : ૨૦૦૧

પ્રકાશન નં. : ૩૯૭

પ્રકાશન વર્ષ : ૧૪૨૪ / ૨૦03

મૂલ્ય :

પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

બિસ્મિહી તઆલા

પ્રકાશન નં. ૩૯૭

# અહકામે મુસાફિર


લેખક :

**હઝરત મુફતી મુહમ્મદ ઈન્આમુલ હક સા. કાસિમી**

(ઉસ્તાદે હદીસ, દારુલ ઉલૂમ હિદાયતુલ ઇસ્લામ, આલીપૂર)

અનુવાદક :

**અબ્દુલ કાદિર ફાતીવાલા**



પ્રકાશન વિભાગ :

**દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર**

**મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨,**

**તા. જિ. ભરૂચ. (ગુજરાત-ઈન્ડિયા)**

# પેશ લફઝ

*બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ*
*નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.*

મારા અઝીઝ દોસ્ત મુફતી મુહમ્મદ ઈન્આમુલ હકક સાહબે સફરને લગતા મસાઈલ એક ખાસ અંદાઝથી સંપાદિત કરવા શરૂ કર્યા અને એ વિશે મારી સાથે વખતો વખત વિચાર-વિમર્શ કરતા રહ્યા. તે પછી તેમણે કિતાબની સંપૂર્ણ હસ્તપ્રત મને જોવા આપી. વાંચીને હું ઘણો પ્રભાવિત અને ખૂશ થયો. તેમણે ઘણી મહેનત અને પરિશ્રમથી અહકામ અને મસાઈલને આવરી લીધાં છે. સફર કરનારાઓ માટે શરઈ મસાઈલનું એક અતિ મૂલ્યવાન દફતર તૈયાર કરી દીધું છે.

અલ્લાહ તઆલા અઝીઝ મવસૂફની તમામ દીની-ઈલ્મી ખિદમતોને કબૂલ ફરમાવે અને તેમને જીવન પર્યંત આ સેવા સાથે સંલગ્ન રાખે, આમીન !

હઝરત મૌલાના એ'ઝાઝ અહમદ આ'ઝમી (સાહબ) (દા.બ.)
'મદ્રસા શયખુલ ઈસ્લામ', શયખુપૂર, આઝમગઢ, યૂ.પી.

# પ્રસ્તાવના

*બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ*
*નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.*

શરીઅતની આ અનોખી ખુસૂસિયત છે કે ઇન્સાની ઝિંદગીના દરેક પહેલુનું માર્ગદર્શન કર્યુ છે. સફરને લગતા સર્વ મસાઈલ પણ શરીઅતે બતાવ્યા છે. એ મસાઈલ કિતાબોમાં છૂટાંછવાયાં હતાં. બંદાએ એ મસાઈલ અરબી કિતાબોની ઈબારતો અને હવાલાઓ સહિત ઉર્દૂ ભાષામાં એકત્ર કર્યાં અને 'અહકામે મુસાફિર'ના નામથી પ્રગટ કર્યાં.

ગુજરાતી ભાષામાં અનુવાદ કરવા માટે મેં મારા મુખ્લિસ રફીક જનાબ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાને ગુઝારિશ કરી. તેમણે સહર્ષ સ્વીકાર કરીને તેનો સુંદર અનુવાદ કરી આપ્યો, એ બદલ હું તેમનો આભારી છું. ખુદાએ તેમને ઉર્દૂ ભાષામાંથી ગુજરાતી ભાષામાં અનુવાદ કરવાની સરસ રુચિ અર્પણ કરી છે. અત્યાર સુધીમાં તેમની અનેક કિતાબો પ્રકાશિત થઈ ચૂકી છે જે તેમના માટે સદકએ જારિયહ છે.

મારા આ પ્રથમ પ્રયાસને ઉષ્માપૂર્ણ આવકાર આપવા બદલ અને ખૂબ જ ઝેહમત ઉઠાવી કિતાબ વિશે પોતાના કિંમતી અભિપ્રાયો

લખી મોકલવા બદલ ઉલમાએ કિરામનો હું અત્યંત આભારી છું.

અલ્લાહ તઆલાનો બેહદ શુક્ર અને એહસાન છે કે, એનો અંગ્રેજી ભાષામાં અનુવાદ પણ પ્રગટ થઈ ગયો છે અને હવે આ પૉકેટ સાઈઝ આવૃત્તિ પ્રગટ થઈ રહી છે. કિતાબના પેજીસની મર્યાદાના કારણે એમાં અતિ મહત્વના મસાઇલ પસંદ કરીને ટૂંકમાં લખ્યા છે. એને સફરમાં સાથે રાખવામાં અને જરૂરતના સમયે તાત્કાલિક મસાઈલ જોવામાં વાચકોને આસાની અને ઉપયોગી થશે એવી આશા છે.

અલ્લાહ તઆલાથી દુઆ છે કે, આ કિતાબને ભારતની અને વિદેશની અનેક ભાષાઓમાં અનુવાદો પ્રગટ કરાવી વધુમાં વધુ લોકોને લાભ પહોંચાડે અને આ નાચીઝના માટે આખિરતની નજાતનો ઝરીયો બનાવે, આમીન.

મોહતાજે દુઆ,

**મુહમ્મદ ઈન્આમુલ હક કાસિમી સીતામઢી**

દારુલ ઉલૂમ, આલીપૂર (વાયા : બીલીમોરા)

*મૂળ વતન* : હસનપૂર બરહરવા, વાયા : બાજપટ્ટી

સીતામઢી, બિહાર, પીન-૮૪૩૩૧૪

# ઉલમાએ કિરામના મુબારક અભિપ્રાયો

(૧)

લેખકે મહેનત અને પરિશ્રમપૂર્વક સફરના અહકામ અને મસાઈલ ખૂબ જ સુંદર શૈલીથી એકત્ર કરી દીધાં છે અને આધુનિક, નૂતન મસાઈલ પર ખાસ રીતે રોશની નાખી છે.

*હઝરત મૌલાના સૈયદ અબૂલ હસન અલી નદવી સાહબ (રહ.)*

(૨)

મને કિતાબ પસંદ પડી.....

લેખક આપણાં સૌની સેંકડો મુબારકબાદના અધિકારી છે.

*(હઝ. મુફતી) ઝફીરુદ્દીન સા. (ઝી.મ.), દારુલ ઉલૂમ, દેવબંદ*

(૩)

'માશાઅલ્લાહ તર્જમા સલેસ, જાઝિબ ઔર બામુહાવરહ હૈ.'

*(હઝરત મુફતી) સૈયદ અબ્દુર્રહીમ લાજપુરી (સાહબ) (રહ.)*

(૪)

મૈ આ કિતાબ વાંચી છે. મને લાગે છે કે સફરના મસ્અલા

જાણવા માટે આ કિતાબ ઘણી જ લાભકારક છે.

(હઝરત મૌલાના) અબ્દુલ્લાહ કાપોદ્રવી (સાહબ) (દા.બ.)

(૫)

આ કિતાબ લાભકારક મસાઈલનો સંગ્રહ છે. બેશક, દરેક વર્ગના લોકોને એનાથી ફાયદો પહોંચશે અને ખાસ રીતે મુસાફિરને મુસાફરીની હાલતમાં બીજી કિતાબો જોવાથી બેનિયાઝ કરી દેશે.

(હઝરત મૌલાના) અબ્દુલ્લાહ મઝાહિરી (સાહબ), (ઝી.મ.) હાંસોટ

(૬)

કિતાબ ઘણી લાભકારક અને સફર તેમજ મુસાફિર પર ઘણી માહિતીવર્ધક માલૂમ પડી.

(હઝરત મૌલાના) મુહમ્મદ બુર્હાનુદ્દીન સંભલી સા. (દા.બ.)
ઉસ્તાદે હદીસ : દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનૌ

(૭)

'માશાઅલ્લાહ આમ ફહમ, સરસ સમજૂતીમાં અનુવાદ કર્યો છે.'

(હઝરત મુફતી) ઈસ્માઈલ વાડીવાલા (સાહબ) (દા.બ.) રાંદેર

(૮)

કિતાબ બહુ જ લાભદાયી છે. વાચક પર ઈલ્મનો એક દરવાજો ખૂલી જશે. અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે ગુજરાતી ભાષાનો સુંદર પોષાક પહેરાવી કિતાબને ચાર ચાંદ લગાવી દીધા છે.'

*(હઝરત મૌ.) ખલીલ અહમદ દીવાવાલા સા. (દા.બ.) તડકેશ્વર*

(૯)

'કિતાબ બહોત હી કાબિલે દીદ હે. આપકે તર્જમાને હુસ્ન દોબાલા કર દિયા.'

*(હઝરત મૌલાના) અબ્દુલ કુદ્દુસ દીવાન સા. (દા.બ.) લાજપુર*

(૧૦)

'માનનીય સંપાદકે એમાં ઘણી મહેનત અને પરિશ્રમ કર્યો છે.'

*(હઝરત મુફતી) અહમદ ખાનપૂરી (સાહબ) (દા.બ.) ડાભેલ*

(૧૧)

'ગુજરાતી ભાષામાં આ વિષયમાં એવી દલીલોયુકત અને ઉમદા કિતાબ હજુ સુધી મારી નઝરથી ગુઝરી નથી.'

*(હઝરત મૌલાના) હસન ભડકોદ્રવી (સાહબ) (દા.બ.) કંથારીઆ*

(૧૨)

**'કિતાબ આવકાર્ય અને પ્રશંસાપાત્ર તથા અવામ અને ખવાસ સૌને એક સરખી ઉપયોગી છે.'**

*(હઝરત મૌલાના) અબૂ બકર કેસરપૂરી (સાહબ) ઝીદ મજ્દુહૂ*
*મુહતમિમ : 'દારુલ ઉલૂમ હિદાયતુલ ઈસ્લામ' આલીપૂર*

(૧૩)

**મારી નઝદીક આપ તમામ અહલે ઈલ્મના તરફથી શુક્રિયાના અધિકારી છો, કારણ કે આપે સર્વના તરફથી એક ફર્ઝે કિફાયહ અદા કરી દીધો છે.**

*(હઝરત મૌલાના) મુહમ્મદ અબૂલ હસન અલી સા. ઝીદ મજ્દુહૂ*
*શયખુલ હદીસ : 'દારુલ ઉલૂમ માટલીવાલા', ભરૂચ*

(૧૪)

**'જિસ તરહ જિસ્મકી બકાકે લિએ મુસાફિરકે સાથ ઝાદ (તૌશા) હોના ઝરૂરી હે ઈસસે કઈ ઝિયાદહ હર મુસાફિરકે હમરાહ ઈસ કિતાબકા હોના ઝરૂરી હે. આપને દુન્યવી અસ્ફારકી દુશ્વારીયોંકો આસાન ફરમાયા. અલ્લાહ તઆલા આખિરતકે સફરમેં ઈસે ઝાદે રાહ બનાએ, આમીન.'**

*(હઝરત મુફતી) અબ્દુલ કય્યૂમ રાજકોટી (સાહબ) (દા.બ.) ડાભેલ*

# અખબારોના અવલોકનો

(૧) 'આ માત્ર એક કિતાબ નથી, બલ્કે સફર અને મુસાફિરને લગતા મસાઈલનો સર્વસંગ્રહ છે.'

*'બયાને મુસ્તફા (સ.લ.)' માસિક*

(૨) 'કિતાબ વાંચી, અમલમાં મૂકી પોતાની સફરને બરકતવંતી, આસાન અને કામિયાબ બનાવો.' *'ઉમ્મીદ' સાપ્તાહિક*

(૩) 'સિદ્ધહસ્ત ભાષાંતરકાર જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબનું મુસ્લિમ ગુજરાતી સમાજની સેવામાં નવલું નઝરાણું એટલે અહકામે મુસાફિર.' *'મુજાહિદ' પાક્ષિક*

(૪) 'મૂળ ઉર્દૂ પુસ્તકને જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબે ઘણો જ સુંદર ગુજરાતી પોષાક પહેરાવ્યો છે.'

*'વહોરા વેલ્ફેર' માસિક*

(૫) 'ગુજરાતી ભાષામાં સફરના હુકમો વિષે આટલી છણાવટ કરેલ કિતાબ જોવામાં આવી નથી.' *'હયાત' માસિક*

(૬) 'આ ગ્રંથને ખૂબ જ પરિશ્રમપૂર્વક તૈયાર કરવામાં આવ્યો છે. એની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી ઓછી છે.'

*'હિલાલ' પાક્ષિક*

# અનુક્રમણિકા

## સફરના આદાબ



## સફરની દુઆઓ



## સફર સંબંધી અન્ય બાબતો

## કસરનું બયાન



## ઈકામતનું બયાન

## તાબેદાર અને તાબેકર્તાનું બયાન



## તબ્લીગી સફર



## હંમેશા સફરમાં રહેનારનું બયાન

## તહારત (પાકી)નું બયાન

## મોઝહ પર મસહનું બયાન



## અઝાન અને ઈકામતનું બયાન



## વખતનું બયાન

૧૦૯ સફરમાં ઝોહર અને અસર એક વખતમાં પઢવું
૧૧૦ શાફઈ મસ્લક પ્રમાણે બે નમાઝ એક વખતમાં ક્યારે પઢી શકાય ?

## કિબ્લહનું બયાન

૧૧૧ શું સફરમાં કિબ્લહની દિશા જરૂરી નથી ?
૧૧૨ નમાઝ દરમિયાન ટ્રેઈન, બસ કે જહાઝ કિબ્લહ તરફથી વળી જાય તો ?

## નમાઝનું બયાન

૧૧૩ કઈ નમાઝોમાં કસર કરી શકે છે ?
૧૧૪ સફરમાં વિત્ર, સુન્નત, તરાવીહ અને નફલનો હુકમ
૧૧૫ મુકીમ મુકતદી બાકીની રકા'તમાં કિર્અત, તસ્બીઅ અને તહમીદમાં શું કરે ?
૧૧૬ નમાઝનો વખત શરૂ થઈ જાય પછી સફર શરૂ કરે તો?
૧૧૭ જે વખતમાં મુકીમ થાય તેમાં કેટલી રકા'ત પઢે ?
૧૧૮ સફરમાં કસર કરી અને તે પછી (નમાઝ)ના વખતની અંદર પાછો આવ્યો તો ?
૧૧૯ કસર પઢીને વખતમાં મુકીમ થયો અને તે પછી જાણ થઈ કે નમાઝ સહીહ થઈ ન હતી તો ?

## જમાઅતના મસાઈલ



## ઈમામતનું બયાન

## સિજદએ સહ્વનું બયાન

૧૫૩ સવારી પર સિજદહની આયત વારંવાર પઢે તો કેટલા સિજદહ વાજિબ થશે ?

## જુમ્આનું બયાન

૧૫૪ ઝવાલ પછી સફરમાં જવું હોય તો ?
૧૫૫ શું મુસાફિર પર શહેરમાં જુમ્આ ફર્ઝ છે ?
૧૫૬ શું મુસાફિર જુમ્આની ઈમામત કરી શકે છે ?
૧૫૭ જ્યાં જુમ્આ દુરુસ્ત નથી ત્યાં મુસાફિરોએ જુમ્આની નિય્યત કરી લીધી તો ?
૧૫૮ મુસાફિર જુમ્આની નમાઝમાં શરીક થઈને પોતાની નમાઝ ફાસિદ કરી લે તો ?
૧૫૯ જુમ્આના દિવસે મુસાફિર ઝોહર કયારે પઢે ?
૧૬૦ જુમ્આના દિવસે શહેરમાં બાજમાઅત ઝોહર અદા કરવું કેવું છે ?

## કઝા નમાઝનું બયાન

૧૬૧ શું સફરમાં નમાઝ કઝા કરી શકે છે ?
૧૬૨ સફરમાં કઝા થયેલી નમાઝની વતનમાં કેટલી રકા'ત પઢે ?
૧૬૩ નમાઝ તોડવાના મસાઈલ

## સવારી પર નમાઝનું બયાન



## શહાદતનું બયાન



## રોઝહનું બયાન

૧૭૬ રોઝહથી બચવાના માટે સફર કરવો અથવા લાંબો રસ્તો ઈખ્તિયાર કરવો જાઈઝ છે ?

૧૭૭ જે દેશમાં દિવસ લાંબો કે ટૂંકો હોય ત્યાં મુસાફિર શું કરે ?

૧૭૮ હવાઈ જહાઝ (વિમાન)માં રોઝહ ઈફતાર ક્યારે કરે ?

૧૭૯ રોઝહ ઈફતાર કરવા બાદ વિમાન અથવા રોકેટ મારફતે એટલી ઝડપે ગયો કે સૂરજ દેખાવા લાગ્યો તો શું કરે ?

૧૮૦ અરબસ્તાનથી ભારત આવનાર કે ભારતથી અરબસ્તાન જનારના રોઝહ અને ઈદના મસાઈલ

૧૮૧ મુસાફિરના છૂટેલા રોઝહની કઝા અને ફિદયહ

## ઝકાતનું બયાન

૧૮૨ શું મુસાફિર પર ઝકાત વાજિબ છે ?

૧૮૩ મુસાફિર પર સદકએ ફિત્ર વાજિબ છે ?

૧૮૪ ઝકાત અને સદકએ ફિત્ર, મુસાફિર ક્યાં અદા કરે ?

૧૮૫ માલદાર મુસાફિર ઝકાત, ફિત્રહ કે વ્યાજની રકમ વાપરી શકે ?

૧૮૬ શું સફીર ઝકાતની રકમ વાપરી શકે ?

## કુરબાનીનું બયાન



## હજનું બયાન



## ઈદ્દતમાં સફરનું બયાન



## મસ્જિદના ઉપયોગનું બયાન

## સફરથી વાપસીનું બયાન



## મુસાફહ અને મુઆનકહનું બયાન



## ટ્રેઈનમાં સફરના મસાઈલ

## મન્નતના મસાઈલ



## છૂટક મસાઈલ





# સફરના આદાબ

## ૧ સફર માટે પૂર્વ તૈયારી

હઝરત ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કે :

સફર શરૂ કરતાં પહેલાં મુસાફિરે આ હકો અદા કરી દેવા જોઈએ :

- ઘરવાળાઓના માટે ખાવા-પીવાની વ્યવસ્થા કરે.
- કોઈની અમાનત કે કર્ઝ અથવા બીજી કોઈ જવાબદારી હોય તો તેની યોગ્ય વ્યવસ્થા કરે.
- પોતાની સાથે લઈ જવા માટે હલાલ અને પવિત્ર ભાથું લેવાની વ્યવસ્થા કરે.

## ૨ સફરના સાથી અને અમીરની પસંદગી

- સફરનો સાથી તકવા અને તહારતવાળો હોય.
- તેના વિચારો અને ખયાલાત સારા હોય.
- તે ઝિક્ર અને ફિક્ર તથા તાઅત અને ઈબાદતમાં મશગૂલ રહેતો હોય.

- અમીર દૂરઅંદેશ (દીર્ઘ દ્રષ્ટિવાળો) હોવો જોઈએ.
- સફરના સ્થળ અને પરિસ્થિતિનો જાણકાર હોય.
- વિનમ્ર સ્વભાવવાળો અને ભોગ આપવાની વૃત્તિવાળો હોય.
- સાથીઓના યોગ્ય સૂચનો સ્વીકારતો હોય.
- સાથીઓમાં મતભેદ થાય તો સંતોષકારક હલ શોધીને સાથીઓની એકતા અને સંપને તૂટવા ન દે તેવો હોય.

## 3 સફરમાં સાવધાની

- સફરમાં ક્યારેય ગફલતમાં રહેવું ન જોઈએ.
- મુસ્તહબ એ છે કે વારા ફરતી એક સાથી જાગતો રહે.
- ભય અને દહેશત લાગે તો આ પ્રમાણે પઢીને દમ કરે :
  - 'આયતુલ કુરસી'
  - 'શહિદલ્લાહુ અન્નહૂ લાઈલાહ ઈલ્લાહૂ.........'
    (સૂરએ 'આલિ ઈમ્રાન' આયત ૧૭)
  - સૂરએ 'ઈખ્લાસ' (સૂરએ 'કુલ હુવલ્લાહુ અહદ')
  - 'મુઅવ્વઝતૈન' અર્થાત સૂરએ 'ફલક' અને સૂરએ 'નાસ'

## ૪ જરૂરિયાતે સફર

○ જરૂરી સામાન સાથે લઈ લે કે જેથી મુશ્કેલી ન પડે.

○ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફરમાં ખાસ તૌર પર નીચેની પાંચ વસ્તુઓ સાથે રાખતા હતા :

(૧) મિસ્વાક (૨) સુરમાદાની (૩) કાંસકી (૪) કાતર (૫) આયનો

## ૫ રાતનો સફર

રાતના સફરમાં આસાની છે, પરંતુ જો લૂંટાઈ જવાનો કે બીજો કોઈ ભય હોય તો રાતનો સફર ન કરે.

## ૬ સવારીના માલિકનો હક

આગળ બેસવાનો હક્ક સવારીના માલિકનો છે, છતાં તે પોતે કોઈને આગ્રહ કરે તો સ્વીકારીને આગળ બેસી જવું જોઈએ.

## ૭ ઉતારો કરવાના આદાબ

○ તમામ સાથીઓ એક સાથે ભેગાં થઈને, રસ્તાની બાજુએ (રસ્તો છોડીને) ઉતારો કરે.

○ બેસવાથી પહેલાં બે રકા'ત નમાઝ અદા કરી લે.

# સફરની દુઆઓ

## ૮ સફર શરૂ કરતી વખતે પઢવાની દુઆ

بِسْمِ اللّٰهِ وَاعْتَصَمْتُ بِاللّٰهِ وَتَوَكَّلْتُ عَلَى اللّٰهِ وَلَاۤ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ

'બિસ્મિલ્લાહિ વઅ્તસમ્તુ બિલ્લાહિ વ તવક્કલ્તુ
અલલ્લાહિ વ લાઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર'

[અલ્લાહના નામથી સફર શરૂ કરું છું. અલ્લાહનો સહારો લઉં છું. તેના પર ભરોસો કરું છું. તેના સિવાય કોઈ મઅબૂદ (પૂજ્ય) નથી. અલ્લાહ જ સૌથી મહાન છે.]

اَللّٰهُمَّ اَنْتَ الصَّاحِبُ فِى السَّفَرِ وَالْخَلِيْفَةُ فِى الاَهْلِ وَالْمَالِ وَالْوَلَدِ

'અલ્લાહુમ્મ અન્તસ્સાહિબુ ફીસ્સફરિ વલ્ખલીફતુ
ફીલ્અહ્લિ વલ્માલિ વલ્વલદિ.'

[હે અલ્લાહ ! તું જ મારો સફરનો સાથી છે અને તું જ મારી ગેરહાજરીમાં ઘરવાળાઓ, મારી ઔલાદ અને મારા માલનો રક્ષક છે.]

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِكَ مِنْ وَّعْثَآءِ السَّفَرِ وَكَاٰبَةِ
الْمَنْظَرِ وَسُوْءِ الْمُنْقَلِبِ فِى الْاَهْلِ وَالْمَالِ وَالْوَلَدِ

'અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિ-ક મિન વઅ્સાઈસ્સફરિ વ કઅ્બતિલ્મન્ઝરિ વ સૂઈલ્મુન્કલબિ ફીલ્અહ્લિ વલ્માલિ વલ્વલદિ.'

[હે અલ્લાહ ! હું પનાહ ચાહું છું સફરની પરેશાનીથી અને એવા દશ્યથી જે ગમગીન કરનાર હોય અને એ વાતથી કે હું જ્યારે પોતાના ઘરવાળાઓ, ઔલાદ અને માલની પાસે આવું તો બૂરી હાલતમાં આવું.]

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ فِىْ سَفَرِىْ هٰذَالْبِرَّ وَالتَّقْوٰى وَمِنَ الْعَمَلِ مَاتَرْضٰى

'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક ફી સફરી હાઝલબિર્ર વત્તકવા વ મિનલ્અમલિ મા તર્ઝા'

[હે અલ્લાહ ! હું તારાથી આ સફરમાં નેકી અને તકવાની તૌફીક માંગું છું અને એવા અમલની જેનાથી તું રાજી થાય.]

اَللّٰهُمَّ هَوِّنْ عَلَيْنَا هٰذَا السَّفَرَ وَاطْوِعَنَّا بُعْدَهٗ

'અલ્લાહુમ્મ હવ્વિન અલયના હાઝસ્સફરિ વત્વિ અન્ના બુઅ્દહૂ'

[હે અલ્લાહ ! અમારા માટે સફરને આસાન બનાવી દે અને એના અંતરને અમારા માટે લપેટી દે !]



સફર શરૂ કરતી વખતે પ્રથમ ઘરવાળાઓ, સગાંઓ, મિત્રો,

સ્નેહીઓ અને સંબંધીઓ સાથે હસતા મુખે, ભૂલચૂકની માફી માંગીને વિદાય થાય અને આ દુઆ પઢે :

اَسْتَوْدِ عُ اللّٰہَ دِیْنَکَ وَاَمَا نَتَکَ وَخَوَاتِیْمَ عَمَلِکَ

'અસ્તવદિઉલ્લાહ દીન-ક વ અમાન ત-ક વ ખવાતિમ અમલિ-ક'

('મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ અલલ મુસ્નદ', પા. 3/36)

[હું તમારા દીન અને અમાનત અને અમલના અંજામને ખુદાને હવાલે કરું છું.]

મકાનના દરવાજા પર આ દુઆ પઢો :-

بِسْمِ اللّٰہِ تَوَکَّلْتُ عَلَی اللّٰہِ وَلاَحَوْلَ وَلَا قُوَّۃَ اِلَّا بِاللّٰہِ رَبِّ اَعُوذُبِکَ اَنْ اَضِلَّ اَوْاُضَلَّ اَوْاَذِلَّ اَوْاُذَلَّ اَوْاَزِلَّ اَوْاُزَلَّ اَوْاَظْلِمَ اَوْاُظْلَمَ اَوْاَجْھَلَ اَوْ یُجْھَلَ عَلَیَّ

'બિસ્મિલ્લાહિ તવક્કલ્તુ અલલ્લાહિ વલા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહિ રબ્બિ અઊઝુ બિ-ક અન અદિલ્લ અવ ઉદલ્લ અવ અઝિલ્લ અવ ઉઝલ્લ અવ અઝિલ્લ અવ ઉઝલ્લ અવ અઝલિ-મ અવ ઉઝલ-મ અવ અજહ-લ અવ યુજહ-લ અલય્ય.'

[ખુદાવંદે કુદુસની ઝાત પર ભરોસો કરીને,

તેનું જ નામ લઈને નીકળી રહ્યો છું.
ગુનાહોથી બચવાની શકિત અને ઈતાઅતની તાકત અલ્લાહ તઆલા તરફથી જ છે.
હે ખુદા ! હું તારી પનાહ (આશ્રય) ચાહું છું, આ વાતથી કે પોતે ગુમરાહ થાઉં કે (ગુમરાહ) કરવામાં આવું,
ઝલીલ (અપમાનિત) થાઉં કે કરવામાં આવું,
ફિસલું (લપસું) કે ફિસલાવવામાં આવું,
ઝુલ્મ કરું કે (ઝુલ્મ) કરવામાં આવે,
જહાલત કરું કે મારા પર કરવામાં આવે.]

દરવાજાથી નીકળીને આ દુઆ પઢે :-

اَللّٰهُمَّ بِكَ انْتَشَرْتُ وَعَلَيْكَ تَوَكَّلْتُ وَبِكَ اعْتَصَمْتُ وَاِلَيْكَ تَوَجَّهْتُ

اَللّٰهُمَّ اَنْتَ ثِقَتِيْ وَاَنْتَ رَجَائِيْ فَاكْفِنِيْ مَااَهَمَّنِيْ وَجَلَّ ثَنَآئُكَ وَلَآاِلٰهَ غَيْرُكَ

اَللّٰهُمَّ زَوِّدْنِيَ التَّقْوٰى وَاغْفِرْلِيْ ذَنْبِيْ وَوَجِّهْنِيَ الْخَيْرَ اَيْنَمَا تَوَجَّهْتُ

'અલ્લાહુમ્મ બિ–ક ઈન્તશર્તુ વ અલયક તવક્કલ્તુ વબિ–ક અ્તસમ્તુ વ ઈલય્ક તવજ્જહ્તુ અલ્લાહુમ્મ અન્ત થિકતિ વ અન્ત રજાઈ ફકફિની મા અહમ્મની વ જલ્લ થનાઉ–ક વલા ઈલા–હ ગયરુ–ક, અલ્લાહુમ્મ ઝવ્વિદનીત્તકવા વગ્ફિરલી ઝમ્બી વ વજ્જિહ્નિયલ્ ખય્ર અયનમા તવજ્જહ્તુ.'

[હે ખુદા ! તારી મદદથી ચાલ્યો, તારા પર જ ભરોસો કર્યો, તારી પનાહ (આશ્રય) હાસિલ કરી, તારી જ તરફ ધ્યાનિત થયો,
હે અલ્લાહ ! તારા પર જ મારો ભરોસો છે,
તું જ મારી ઉમ્મીદ છે,
એટલા માટે જે ચીઝ મને ચિંતામાં નાખનારી છે,
તેના સંબંધી તું કિફાયત ફરમાવ.
તારી પ્રશંસા મોટી છે,
તારા સિવાય કોઈ મઅબૂદ (ઈબાદતના લાયક) નથી,
હે અલ્લાહ ! મને તકવાનું ભાથું આપ !
મારા ગુનાહોને માફ કર !
અને (હું) જ્યાં પણ જાઉં ત્યાં ભલાઈની તરફ મને રસ્તો બતાવ !]

## ૯ સવારી પર સવાર થવાની દુઆ

سُبْحٰنَ الَّذِیْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِیْنَ وَاِنَّا اِلٰی رَبِّنَا لَمُنْقَلِبُوْنَ

'સુબ્હાનલ્લઝી સખ્ખ-ર લના હાઝા વમા કુન્ના લહૂ મુક્‌રિનીન વ ઈન્ના ઈલા રબ્બિના લમુન્કલિબૂન.'

[પાક છે તે ઝાત જેણે અમારા માટે આ સવારીને શરણે

કરી, જ્યારે કે અમારામાં એની શકિત ન હતી અને બેશક, અમે પોતાના પરવરદિગારની તરફ પરત થનાર છીએ.]

## ૧૦ વહાણમાં સવાર થવા બાદની દુઆ

હઝરત ખવલહ બિન્તે હકીમ (રહ.)થી રિવાયત છે,

'મારી ઉમ્મત વહાણમાં સવાર થતી વખતે આ દુઆ પઢશે તો ડૂબવાથી સુરક્ષિત રહેશે.'

(૧)

بِسْمِ اللّٰہِ مَجْرٖهَا وَ مُرْسٰهَا اِنَّ رَبِّیْ لَغَفُوْرٌ رَّحِیْمٌ ؕ

'બિસ્મિલ્લાહિ મજરિહા વ મુર્સાહા ઈન્ન રબ્બિ લ ગફુરુર્રહીમ'

[એનું ચાલવું અને થોભવું અલ્લાહ તઆલાના નામથી છે. બેશક, મારો પરવરદિગાર જરૂર માફ કરનાર અને મહેરબાન છે.]

(૨)

وَمَا قَدَرُ اللّٰہَ حَقَّ قَدْرِهٖ وَالْاَرْضُ جَمِیْعًا قَبْضَتُهٗ یَوْمَ الْقِیٰمَةِ
وَ السَّمٰوٰتُ مَطْوِیّٰتٌ بِیَمِیْنِهٖ سُبْحٰنَهٗ وَتَعَالٰی عَمَّا یُشْرِكُوْنَ ؕ

'વમાકદરુલ્લા-હ હક્ક કદરિહી વલ્અર્ઝુ જમીઅન કબ્દતુહૂ યવમલ કિયામતિ વસ્સમાવાતુ મત્વિય્યાતુમ બિયમીનિહી, સુબ્હાનહુ વ તઆલા અમ્મા યુશ્રિકૂન.'

[અને કાફિરોએ જે પ્રમાણે અલ્લાહ તઆલાને ઓળખવો જોઈતો હતો તે પ્રમાણે ઓળખ્યો નહિ. જો કે કિયામતના દિવસે બધી જમીન એની મુઠ્ઠીમાં હશે અને આકાશો એના જમણા હાથમાં લપેટાયેલા હશે. આ મુશરિકો જે શિર્કિય્યહ અકીદાઓ ધરાવે છે તેમનાથી તે પાક અને ઉચ્ચતર છે.]

('મુન્તખબ કન્ઝુલ ઉમ્માલ અલલ મુસ્નદ' ૩/૩૭)

## ૧૧ આબાદી (વસ્તી)માં દાખલ થવાની દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ مِنْ خَیْرِ هٰذِهِ الْقَرْیَةِ وَخَیْرِ اَهْلِهَا وَخَیْرِ
مَا فِیهَا وَاَعُوْذُبِکَ مِنْ شَرِّهَا وَمِنْ شَرِّ اَهْلِهَا وَشَرِّمَا فِیْهَا

'અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક મિન ખયરિ હાઝિહિલ કર્યતિ વ ખયરિ અહલિહા વ ખયરિ મા ફીહા વ અઊઝુબિ-ક મિન શર્રિહા વમિન શર્રિ અહલિહા વ શર્રિ મા ફીહા.'

[હે અલ્લાહ ! હું આપથી આ વસ્તીની, એના રહેવાસીઓ અને એની વસ્તુઓથી ભલાઈ ચાહું છું અને આ ત્રણેયની બુરાઈથી પનાહ માંગું છું.]

## ૧૨ ઊંચે અને નીચે ચઢતાં-ઉતરતાં આ પઢે

- બુલંદી પર ચઢો ત્યારે ત્રણ વખત : 'અલ્લાહુ અકબર' કહો.
- નીચે ઉતરો ત્યારે ત્રણ વખત : 'સુબ્હાનલ્લાહ' કહો.

# સફર સંબંધી અન્ય બાબતો

## ૧૩ સફરમાં ઝિક્રની ફઝીલત

મુસાફિર ઝિક્રે ઈલાહી અને યાદે બારીમાં મશગૂલ હોય છે ત્યારે એક ફરિશ્તો તેની સાથે થઈ જાય છે જે પ્રત્યેક પળે તેના દિલ અને દિમાગને રાહત અને સંતોષ પહોંચાડે છે અને ઝિક્રની મીઠાશ અને ચાસણી, ઝબાન તથા દિલને તરોતાઝહ રાખે છે.

નકામી ચીઝો અને ગીત-સંગીતમાં મશગૂલ રહે તો શયતાન તેનો સાથી બનીને રંજ અને દુ:ખના અસબાબ પેદા કરે છે.

## ૧૪ સફરમાં પાંચ નાની સૂરતોની બરકત

ઈર્શાદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે કે,

જે શખ્સ સફર દરમિયાન ક્યારેક ક્યારેક આ પાંચ સૂરતો પઢતો રહે તેના સફરને અલ્લાહ તઆલા ખયર અને બરકતનો સબબ તથા ખૂશહાલી અને ફરાગતનો ઝરીયો બનાવી દેશે.

('હિસ્ને હસીન' : ૧૭૭)

- ○ સૂરએ 'કાફિરૂન' ('કુલ યા અય્યુહલ કાફિરૂન') પારહ : ૩૦,
- ○ સૂરએ 'ફત્હ' ('ઈન્ના ફતહ્ના') પારહ : ૨૬,
- ○ સૂરએ 'ઈખ્લાસ' ('કુલ હુવલ્લાહુ અહદ...') પારહ : ૩૦,
- ○ મુઅવ્વઝતૈન (સૂરએ 'ફલક' અને સૂરએ 'નાસ') પા. ૩૦
- ○ જો ખૌફ (ભય) હોય તો સૂરએ 'કુરૈશ' પઢવું જોઈએ.

## ૧૫ ઉતારા પર પઢવાની દુઆ

આ દુઆ પઢવાથી દિલને સુકૂન અને રાહત મળે છે :

اَعُوْذُ بِكَلِمَاتِ اللهِ التَّآمَّاتِ مِنْ شَرِّمَا خَلَقَ ۔

'અઊઝુ બિકલિમાતિલ્લાહિત્તામ્માતિ મિન શર્રિ મા ખલક.'

('કન્ઝુલ ઉમ્માલ અલલ મુસ્નદ' ૩/૩૭)

ઈમામ તિરમિઝી (રહ.)એ એક રિવાયત નકલ ફરમાવી કે,

'જે શખ્સ સવાર–સાંજ આ દુઆને ત્રણ વખત પઢી લેતો રહે તો આખો દિવસ તે ઝેહરીલા જાનવરોથી સુરક્ષિત રહેશે.' ('મઆરિફુલ હદીસ' : ૨૨૦)

## ૧૬ હમસફર (સહપ્રવાસી)ની ખિદમતનો સવાબ

હદીસે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં છે કે,

સફરના સાથીઓનો અમીર (નેતા) ખરેખર તે હમસફર છે જે પોતાના સાથીઓની ખિદમત કરે છે અને જેણે સફરમાં ખિદમતમાં અધિકતા કરી, ફઝીલત અને સવાબમાં તેનાથી બીજો કોઈ આગળ વધી નથી શકતો. હા, તે મર્દે મુજાહિદના જેણે શહાદતનો જામ પીધો હોય.

('કન્ઝુલ ઉમ્માલ' : ૩/૩૮)

## ૧૭ દરમિયાને સફર શરાફતના ત્રણ કામો

હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુનો ઈર્શાદ છે કે,

શરાફત અને ઈન્સાનિય્યતના છ (૬) કામો છે :

ત્રણ સ્થાનિક અને ત્રણ સફરના. (સ્થાનિક કામો નીચે છે)

સફરના ત્રણ કામો આ પ્રમાણે છે :

(૧) પોતાનું ભાથું ગરીબ (જરૂરતવાળા) પર વાપરવું.

(૨) સારું અને સભ્યતા ભરેલું વર્તન કરવું.

(3) સફરના સાથીઓની સાથે શિષ્ટ, સુસંસ્કૃત રીતભાત કરવી.

('મઆરિફુલ કુર્આન' : ૧/૨૪૩)

# મહરમના મસાઈલ

## ૧૮ ઔરતના સફર માટે મહરમના મસાઈલ

(૧) શરઈ અંતર કરતાં ઓછી મુસાફરી ઔરત મહરમ વગર કરી શકે છે, પરંતુ ફિત્નાઓ અને વાસનાઓના આ જમાનામાં ખતરાથી ખાલી નથી એટલે દુરુસ્ત નથી.

(૨) ઔરત બાલિગ થવાની નજીક હોય, બાલિગ થઈ ગઈ હોય કે વૃદ્ધ હોય, બાલિગ મહરમ વગર સફર કરવો જાઈઝ નથી.

(૩) ઔરતોની વિશ્વાસપાત્ર જમાઅત સાથે પણ મહરમ વગર સફર કરવો જાઈઝ નથી.

(૪) વિમાન વગેરે ઝડપી વાહનોથી સફર થોડીક સેકંડોમાં જ પૂરો થઈ જતો હોય તો પણ મહરમ વગર ઔરતે સફર કરવો જાઈઝ નથી.

(૫) ઔરતની સાથે સંપૂર્ણ સફરમાં મહરમ હોવો જરૂરી છે.

(૬) ઉપર જણાવેલ મહરમના તમામ મસાઈલ ઔરતના હજના સફરને પણ લાગુ પડે છે.

## ૧૯ સફર દરમિયાન મહરમ વિખૂટો પડી જાય તો?

કોઈ ઔરતની સાથે મહરમ પણ સફરમાં સાથે હતો, પરંતુ રસ્તામાં કંઈક એવા સંજોગો ઉપસ્થિત થયા કે મહરમ વિખૂટો પડી ગયો અથવા તે મરણ પામ્યો તો એવી સૂરતમાં વિગતો એ છે કે,

- જો ત્યાંથી મંઝિલે મકસૂદ (પહોંચવાનું નિર્ધારિત સ્થળ)નું અંતર (શરઈ) સફરના કરતાં ઓછું હોય તો ત્યાં ચાલી જાય.
- જો પોતાનું વતન (શરઈ) સફરના અંતર કરતાં ઓછું હોય તો પાછી આવી જાય.
- જો બંને તરફના અંતરો, (શરઈ) સફરના અંતર કરતાં વધારે હોય તો કોઈ સુરક્ષિત જગાએ ઉતારો કરી લે અને મહરમને બોલાવી લે.
- પરંતુ જો મુશ્કેલ અને મસ્લિહતના ખિલાફ હોય, તો મજબૂરીના કારણે વતન પાછી ચાલી આવે.

('બદાઈઉસ સનાઈઅ' : ૩/૪૩૯)

# વતને અસલીનું બયાન

## ૨૦ વતને અસલીની વ્યાખ્યા

વતને અસલી એ ઈન્સાનનું તે આબાઈ (બાપદાદાનું) વતન છે, જ્યાં તે રહેતો હોય અથવા તે જગા જ્યાં બાલબચ્ચાંઓ સાથે આ ઈરાદાથી રહેવા લાગ્યો હોય કે હવે મારું વતન આ છે અને અહીંથી હંમેશા માટે જવું નથી. ('બહરુર્રાઈક' ૨/૧૩૬)

## ૨૧ વતને ઈકામતની વ્યાખ્યા

મુસાફિરના માટે ઈકામત તે મુકામ છે જ્યાં પંદર દિવસ કે એના કરતાં વધારે આ ઈરાદાની સાથે થોભવાની નિય્યત કરી લે કે એના પછી ફરીથી સફરે નીકળવું છે.

ઈબ્ને નુજૈમની સ્પષ્ટતા પ્રમાણે વતને ઈકામત હોવાના માટે બે વાતોનું હોવું જરૂરી છે :

(૧) પંદર દિવસ થોભવાની નિય્યત

(૨) તે જગ્યા ઈકામત (થોભવા અને રહેવાના) લાયક પણ હોય.

('બહર' : ૨/૧૩૬)

એટલે જંગલમાં ભલેને મુસાફિર કેટલાક મહિના ઈકામત (થોભવા)ની નિય્યત કેમ ન કરી લે, તે (જંગલ) એના માટે વતને ઈકામત ન થશે અને ન તે મુકીમ થશે, કારણ કે જંગલ ઈકામતના કાબિલ નથી.

## ૨૨ શું નોકરીનું સ્થળ વતને અસલીના સ્થાને છે ?

જો કોઈ શખ્સે પોતાની નોકરીની જગાએ બાલ બચ્ચાંઓ, સાઝોસામાન સહિત નિરંતર નિવાસ એ રીતે કરી લીધો હોય કે ભવિષ્યમાં નોકરી રહે કે ન રહે ત્યાંથી જવું નથી, બલકે ત્યાં જ રહેવું છે તો એવી જગા પણ વતને અસલીના દરજ્જામાં હોય છે. એટલે જ્યારે પણ મુસાફિર પછી ત્યાં પહોંચશે તો ભલેને પંદર દિવસ રહેવાનો ઈરાદો ન હોય છતાં કસર નહિ કરશે, બલકે ઈત્મામ (સંપૂર્ણતા) કરવું પડશે.

અને જો નોકરીની જગાએ બાલ બચ્ચાંઓની સાથે નિરંતર તો રહેતો હોય, પરંતુ આ ઈરાદો પણ હોય કે જો નોકરી છૂટી ગઈ કે બદલી થઈ ગઈ તો અહીંથી ચાલ્યા જઈશું, જેમકે મદ્રસાના અને સરકારી નોકરોના ઈરાદા હોય છે તો આ ઈરાદાની સાથે તે જગા વતને અસલીના કાઈમ મુકામ (સ્થાને) ન થશે. એના પર જ અકાબિરનો ફતવો અને અમલ છે.

## ૨૩ જ્યાં કારોબાર હોય, શું તે વતને અસલી છે ?

પોતાના વતનથી દૂરદરાઝ શહેરમાં કારોબાર (ધંધો) હોય અને ત્યાં બાલબચ્ચાં, સાઝોસામાનની સાથે કાયમી રહેવાનો ઈરાદો હોય તો એવી જગા પણ એના માટે વતને અસલીના દરજામાં થઈ જાય છે. એટલે જો શરઈ સફર કરીને પાછો આવ્યો તો ભલે પંદર દિવસમાં ફરીથી સફર કરવાનો હોય તો પણ અહીં જ્યાં સુધી રહેશે, નમાઝ પૂરી પઢવી પડશે અને રોઝહ રાખવા પડશે.

અને જો માત્ર કારોબાર હોય, બાલબચ્ચાં ત્યાં ન હોય, પરંતુ તેનો ઈરાદો હંમેશા રહેવાનો હોય તો પણ તે જગા વતને અસલી થઈ જશે.

## ૨૪ શું વતને અસલી અનેક હોય શકે ?

અલ્લામા ઈબ્ને હુમામ (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે,

પ્રથમ વતનની વતનિયત ખત્મ થવા માટે બે વાતો જરૂરી છે :

(૧) પ્રથમ વતનથી બિલકુલ બેતઅલ્લુક થઈને (સંબંધ ત્યાગીને) બાલબચ્ચાં સાથે સ્થળાંતર કરી જાય.

(૨) બીજી જગાએ નિવાસ અને વતનિયત ઈખ્તિયાર કરી લે ત્યારે પ્રથમ વતન ખત્મ થશે.

એટલે જો કોઈએ વતને અસલી ઉપરાંત કોઈ બીજી જગાએ રહન-સહન માટે મકાન બનાવ્યું અને સ્થાયી થઈ ગયો, પરંતુ પ્રથમ વતનથી સંબંધ છોડયો નથી, બલકે તેને વતન સમજે છે અને અહલોઅયાલ (બાલબચ્ચાં) પણ રહે છે (જેમકે સામાન્ય રીતે ગામડાંઓમાંથી નીકળીને શહેરોમાં વતન બનાવી લે છે) તો બંને સ્થળો વતને અસલી ગણાશે.

બીજો પ્રકાર એ છે કે :

પ્રથમ વતનથી બાલબચ્ચાંને પણ ખસેડી લે અને ત્યાં માત્ર રહેવાનું મકાન તેમજ મિલકત રહી જાય તો એ સૂરત (સંજોગ)માં પ્રથમ વતન બાકી રહેશે કે નહિ ?

આ બાબતમાં બે કૌલ છે :

(૧) બાલબચ્ચાંને સ્થળાંતર કરી લેવાની સૂરતમાં પ્રથમ જગા વતન બાકી નહિ રહેશે. ભલે, જમીન અને મિલકત ત્યાં કેમ ન હોય.

(૨) જ્યાં સુધી જમીન અને જાયદાદ બાકી છે ત્યાં સુધી તે વતન બાકી રહેશે.

ઉસૂલી તૌર પર (સૈદ્ધાંતિક રીતે) બીજો કૌલ રાજેહ (બેહતર) માલૂમ પડે છે અને ફતવો એના પર જ હોવો જોઈએ, કારણ કે

પહેલાંથી શરઈ રીતે એનું વતને અસલી હોવું જાણીતું અને યકીની છે. તે પછી સ્થળાંતર કરવા બાદ શંકા પેદા થઈ કે વતન બાકી રહ્યું કે નહિ ? અને આ મસ્અલહનો સંબંધ ઈબાદતની સાથે છે તથા ઈબાદતમાં એહતિયાત પર અમલ કરવું જરૂરી છે એટલે યકીનના પહેલૂનો એતિબાર કરીને એને પણ વતને અસલી ગણવામાં આવશે.

## ૨૫ વતને અસલી બાકી રહેવા માટે માત્ર મકાન હોવું પૂરતું છે ?

જે શખ્સે પોતાના બાલબચ્ચાં (પરિવાર) સાથે કોઈ શહેરને વતન બનાવી દીધું, પરંતુ પછીથી બાલબચ્ચાં અને સાઝોસામાન સહિત બીજા વતનમાં ચાલ્યો ગયો અને મૂળ વતનના મકાન અને જમીનને ભાડે આપી દીધાં તો હવે તે શહેર (મૂળ વતન) તેનું વતન છે કે નથી એમાં મતભેદ છે, પરંતુ બેહતર એ છે કે તેને વતન બાકી સમજવામાં આવે, જેથી ત્યાં પહોંચતા જ કસરના બદલે ઈત્મામ કરે (પૂરી રકા'તો અદા કરે.)

હઝરત મુફતી કિફાયતુલ્લાહ (રહ.) ફરમાવે છે કે,

વતને અસલી જો એવી રીતે છોડવામાં આવે કે તેનાથી તમામ સંબંધો તોડી નાંખવામાં આવે, ન કોઈ જમીન કે મકાન હોય અને ન અહલોઅયાલ (ઘરવાળાઓ)માંથી ત્યાં કોઈ હોય તો તે

વતન બાકી નથી રહેતું અને તે પછી ત્યાં નમાઝ પંદર દિવસથી ઓછી મુદ્દતમાં કસર કરવી જોઈએ, નહિતર વતન બાકી રહે છે.

('બહરુર્રાઈક' ૨/૧૩૬, 'કિફાયતુલ મુફતી' ૩/૨૫૦)

## ૨૬ મોસમી મકાન વતને અસલી છે કે નહિ ?

જૂના વતને અસલીમાં કેટલીક મોસમ (ઋતુ) માફક નથી એટલે કોઈએ કોઈ એવા પ્રદેશમાં મકાન બનાવ્યું જ્યાં મોસમ માફક હોય કે ખાસ મોસમમાં ત્યાં રહ્યા કરે અને પર્યટન તેમજ મનોરંજન પણ થઈ જાય તો એવા મકાનમાં અગર કોઈ વખત અહલોઅયાલ (બાલબચ્ચાં) સાથે સીઝન (મોસમ) વિતાવી તો તે વતને અસલીના હુકમમાં થઈ જશે, જેથી ત્યાં પહોંચીને કસર નહિ, બલ્કે ઈત્માામ કરવું (પૂરી રકા'તો પઢવી) વાજિબ થશે.

('બહરુર્રાઈક' : ૨/૧૩૬)

## ૨૭ જ્યાં માત્ર જમીન કે મકાન હોય

આજના જમાનામાં સામાન્ય રીતે લોકો શહેરોમાં મિલકત કે જમીન ખરીદે છે કે મકાન બનાવી લે છે, જેથી એની આવક આવતી રહે, પરંતુ તે શહેર વતને અસલીમાં નહિ ગણાશે, કારણ કે કોઈ પણ નવી જગાના વતને અસલી થવા માટે તેને વતન બનાવીને રહેવું

જરૂરી છે. માત્ર મકાન અને જાયદાદ મેળવી લેવું પૂરતું નથી.

એટલે શહેરમાં આવવા બાદ અહકામે સફર તેના પર બાકી રહેશે. નમાઝ કસર પઢવી પડશે. અલબત્ત, જો હંમેશા રહેવાનો ઈરાદો કરે અથવા પંદર દિવસ કે એના કરતાં વધારે થોભવાની નિય્યત કરી લે તો મુકીમ થઈ જશે. હવે કસર કરવું જાઈઝ ન થશે.

('ફત્હુલ કદીર' ૨/૧૬)

## ૨૮ વતને અસલી ક્યારે ખત્મ થાય છે ?

વતને અસલીના ખત્મ થવા માટે બે વાતોનું હોવું જરૂરી છે :

(૧) તે વતનથી સંબંધ ત્યાગીને, સાઝોસામાન, અહલોઅયાલ (બાલબચ્ચાં) સાથે ચાલ્યો જાય.

(૨) તે પછી બીજા કોઈ મુકામને વતન બનાવી લે.

એટલે જો કોઈએ બીજા મુકામને વતન બનાવ્યું, પરંતુ પહેલા વતનથી સંબંધ છોડયો નથી, બલકે પોતાનું વતન સમજે છે અથવા સંપૂર્ણ રીતે છોડી દીધું, પરંતુ બીજા કોઈ મુકામ પર વતને અસલીની હૈસિયતથી મુકીમ નથી થયો તો એ બંને સૂરતો (સંજોગો)માં એનું પહેલું વતન ખત્મ નહિ થશે, બલકે બાકી રહેશે અને વતને અસલીના જે અહકામ છે તેના પર જારી થશે.

# કસરનું બયાન

## ૨૯ શું કસર કરવું વાજિબ છે ?

હા, અહનાફ (હનફીઓ), જમ્હૂર સહાબા, તાબેઈનના નઝદીક સફરમાં કસર કરવું વાજિબ છે.

એટલે જો ઈરાદા પૂર્વક ચાર રકા'ત પઢી અને કસર નહિ કરી તો નમાઝ મકરૂહે તહરીમી થશે અને તેને દોહરાવવી (ફરીથી પઢવી) વાજિબ થશે. કસર ન કરવાની સૂરત (હાલત)માં ચાર પ્રકારના વાજિબોનો ભંગ થાય છે :

(૧) કસર કરવું કે જે વાજિબ છે.

(૨) છેલ્લા કાઈદહ પછી તરત સલામ ફેરવવું વાજિબ છે અને એના હકમાં પહેલો કાઈદહ જ છેલ્લો કાઈદહ છે. કસર ન કરવાની સૂરત (હાલત)માં આ વાજિબનો પણ ભંગ થયો.

(૩) એની ત્રીજી અને ચોથી રકા'ત નફલ થશે. જો કે નફલના માટે તેણે અલગ રીતે તહરીમહ નથી બાંધી.

(૪) નફલને ઈરાદાપૂર્વક ફર્ઝની સાથે મેળવી દીધી.

('દુર્રે મુખ્તાર' ૧/૫૮૩)

## ૩૦ કસર અને શરઈ સફર માટે અંતર કેટલું છે ?

કસર અને બીજા અહકામે સફર જારી થવા માટે ૪૮ (અડતાલીસ) માઈલ અથવા ૭૭ ૧/૪ (સવા સિત્તોતેર) કિલોમીટરના અંતરના ઈરાદાથી નીકળવું જરૂરી છે. એના કરતાં ઓછા અંતરનો સફર હોય તો કસર જાઈઝ નથી. ('દુર્રે મુખ્તાર' ૧/૫૭૮)

## ૩૧ શું કસરના માટે (શરઈ) સફરના અંતરની નિય્યતથી નીકળવું જરૂરી છે ?

અહકામે સફર જારી થવા માટે જરૂરી છે કે (શરઈ) સફરના અંતરની નિય્યતની સાથે સફરની શરૂઆત કરે, જેથી જો (શરઈ સફર) જેટલા અંતર જવાની નિય્યત નથી, પરંતુ માત્ર થોડાક કિલોમીટરના ઈરાદાથી નીકળ્યો અને ત્યાંથી પાછો કેટલાક કિ.મી.નો ઈરાદો કરીને આગળ વધતો રહ્યો, અહીં સુધી કે એ રીતે ૭૭ ૧/૪ (સવા સિત્તોતેર) કિ.મી.થી પણ આગળ વધી ગયો છતાં પણ તે કસર નથી કરી શકતો. અલબત્ત, (૧) જો એ દરમિયાન (શરઈ) અંતર જેટલું આગળ જવાનો ઈરાદો કરી લે અથવા (૨) જ્યાં સુધી પહોંચી ગયો છે ત્યાંથી વતનનું અંતર ઓછામાં ઓછું ૭૭ ૧/૪ કિ.મી. હોય તો વાપસીના સફરમાં, આ બંને સૂરતોમાં કસર કરશે. ('બદાઈઅ' ૧/૯૩)

## ૩૨ સફરની નિય્યત વિશ્વાસપાત્ર હોવાની શરતો

સાહિબે મરાકી ફરમાવે છે કે,

નિય્યતના સહીહ અને મો'તબર હોવા માટે ત્રણ વાતોનું હોવું જરૂરી છે, જો એમાંથી કોઈ એક પણ ન હોય તો ભલેને કોઈ શખ્સ પોતાને મુસાફિર કેમ ન સમજતો હોય, શરીઅતની રૂએ તે ન મુસાફિર થશે, ન સફરના અહકામ તેના પર જારી થશે.

(૧) મુસાફિર કોઈનો આજ્ઞાધીન અને તાબેઅ ન હોય.

(૨) બાલિગ હોય.

(૩) (શરઈ) સફર જેટલા અંતરના પ્રવાસનો ઈરાદો હોય.

('મરાકી' ૨૭૭)

## ૩૩ સફરના અંતરની ગણતરી ક્યાંથી ક્યાં સુધી ?

- જ્યાંથી સફરની શરૂઆત કરે છે તે ગામ કે શહેરની હદથી, તે જ્યાં જઈ રહ્યો છે તે ગામ કે શહેરની હદ સુધી ૭૭ ૧/૪ કિ.મી. અંતર થાય તો તે મુસાફિર થઈ જશે.
- મુંબઈ જેવા અતિ વિશાળ શહેરના બધાં પરાંઓના નામો અલગ હોવા છતાં 'મુંબઈ મહા નગર પાલિકા'માં હોવાથી એક જ શહેરના હુકમમાં ગણાશે અને શહેરની હદથી

નીકળી નહિ જાય ત્યાં સુધી શરઈ રીતે તે મુસાફિર ન કહેવાશે એટલે શહેરની હદ ઓળંગવા પહેલાં કસર કરવું જાઈઝ ન થશે. અલબત્ત, હદ ઓળંગવા બાદ શરઈ અહકામ જારી થશે. ('બહર' ૨/૧૩૨)

- જે દિશા તરફ સફર કરે છે, તે દિશાની વતનની હદ ઓળંગવા બાદ શરઈ અહકામ જારી થશે અને કસર કરવું જરૂરી થશે.

## ૩૪ સ્ટેશન, એરપોર્ટ પર કસર વિશે

- જો સ્ટેશન, એરપોર્ટ વગેરે શહેરની હદ સાથે સંલગ્ન (મુત્તસિલ) હોય અથવા સંલગ્ન તો નથી, પરંતુ લોક-ભાષામાં શહેરનો હિસ્સો જ સમજવામાં આવે તો એવું સ્ટેશન શહેરના હુકમમાં થશે એટલે જ્યાં સુધી સ્ટેશન પાર કરી ન જાય ત્યાં સુધી કસર કરવું જાઈઝ ન થશે.
- અને જો શહેર સાથે સંલગ્ન નથી અથવા જાહેરી રીતે તો સંલગ્ન છે, પરંતુ લોકભાષામાં અને કોર્પોરેશનમાં તેને અલગ મુકામ સમજવામાં આવે છે તો એવું સ્ટેશન શહેરની હદમાં શામિલ ન થશે એટલે જવા-આવવા બંને સૂરતોમાં સ્ટેશન પર કસર કરે. ('ફતાવા રહીમિય્યહ' : ૧૪/૨૨૮)

## ૩૫ જે રસ્તાથી સફર કરે તેનો જ એ'તિબાર છે

○ જો કોઈ મુકામ (સ્થળ) સુધી પહોંચવા માટે અનેક રસ્તાઓ હોય, જેમાં એક નજીકનો હોય અને બીજો શરઈ સફરના અંતર જેટલો લાંબો હોય તો મુસાફિર જે રસ્તાથી સફર કરે તેનો જ એ'તિબાર થશે. એટલે શરઈ અંતરવાળો રસ્તો ઈખ્તિયાર કરવાની સૂરતમાં મુસાફિર થશે અને કસર વગેરેના અહકામ જારી થશે અને નજીકના રસ્તાથી મુસાફિર ન થશે એટલે કસર નથી કરી શકતો. ('બહર' ૨/૧૩૦)

○ નજીકના રસ્તે જવા ચાહતો હતો, પરંતુ લાંબો રસ્તો માત્ર એટલા માટે ઈખ્તિયાર કર્યો કે જેથી સફરની રુખ્સતો (સહૂલતો) જેવી કે : કસર, રોઝહનો ત્યાગ વગેરેની સહૂલતો હાસિલ થઈ જાય તો એ જાઈઝ છે. ('ફતાવા અન્નવાઝિલ' ૭૪)

## ૩૬ નજીકના રસ્તે પાછો આવે તો કસર કરે ?

જો કોઈ શખ્સ લાંબુ અંતર કાપીને શરઈ મુસાફિર બની ગયો અને કસર કરતો રહ્યો, પરંતુ જ્યારે પાછો આવ્યો ત્યારે તેણે નજીકનો રસ્તો ઈખ્તિયાર કર્યો તો એની બે સૂરતો થશે :

○ જો ઉતારાના સ્થળે કમથી કમ પંદર દિવસ થોભીને પાછો

આવી રહ્યો છે તો હવે વાપસીમાં કસર નથી કરી શકતો, કારણ કે મુકીમ થઈ જવા બાદ સફરની નવી શરૂઆત છે.

- અલબત્ત, જો પંદર દિવસ પહેલાં ક્યાંક મુકીમ નથી થયો તો પ્રથમથી જ મુસાફિર હોવાના કારણે કસર કરશે.

('બહર' ૨/૧૨૯)

## ૩૭ મંઝિલ પર લાંબો સમય થોભવાનો ઈરાદો હોય તો સફર દરમિયાન શું કરે ?

દૂરદરાઝ શહેર (જવાના) ઈરાદાથી નીકળ્યો. શરૂઆતથી જ ત્યાં પંદર દિવસ કે એનાથી વધારે રહેવાનો ઈરાદો છે તો સફરમાં શરઈ અંતર ૭૭ ૧/૪ કિ.મી. કાપવાનું છે એટલે સફર દરમિયાન કસર કરવું વાજિબ થશે. અલબત્ત, જ્યારે પેલા શહેરની હદમાં દાખલ થઈ જશે ત્યારે દાખલ થતાં જ કસરનો હુકમ સાકિત (રદ) થઈ જશે.

('દુર્રે મુખ્તાર' ૧/૫૭૮, 'ફતાવા દારુલ ઉલૂમ' ૪/૪૭૩)

## ૩૮ વાપસી સફરમાં કસર ક્યાં સુધી કરે ?

પોતાના શહેર કે ગામની હદમાં જ્યાં સુધી દાખલ ન થઈ જાય ત્યાં સુધી કસર કરે.

શહેર કે ગામની હદમાં ફિનાએ મિસર પણ શામિલ છે.

શહેરની જરૂરતો, જેવી કે :-

- કબ્રસ્તાન, ઘોડાદોડ, શહેરનો કચરો નાખવાનું નિશ્ચિત મેદાન.....

વગેરેને ફિનાએ મિસ્ર કહે છે.

ફિનાએ મિસ્રનો પણ એ જ હુકમ છે કે એમાં દાખલ થતાં જ મુકીમ થઈ જશે. ('ઉમ્દતુલ ફિકહ' ૪૧૩)

## ૩૯ ઈન્સાન શરઈ મુસાફિર ક્યારે થશે ?

શરઈ રીતે મુસાફિર થવા માટે ત્રણ વાતો જરૂરી છે :-

(૧) શરઈ અંતર ૭૭ ૧/૪ કિ.મી. જવાનો ઈરાદો ધરાવતો હોય.

(૨) સફરની શરૂઆતથી જ કમથી કમ (શરઈ) સફરના જેટલું અંતર જવાનો ઈરાદો હોય.

(3) એ જ ઈરાદાની સાથે તે પોતાન મુકામની હદથી બહાર નીકળી પણ જાય.

- એટલે સફરનો માત્ર ઈરાદો કર્યો, નીકળ્યો નહિ અથવા
- નીકળતી વખતે શરઈ અંતર જેટલે જવાનો ઈરાદો નથી અથવા
- (શરઈ) સફરના ઈરાદાથી જ નીકળ્યો, પરંતુ હજુ શહેરની હદથી બહાર નથી નીકળ્યો તો આ સૂરતમાં સફરના અહકામ તેના પર જારી ન થશે. ('દુર્રે મુખ્તાર' ૧/૫૭૮)

## ૪૦ આબાદી ફેલાઈ ગઈ તો કસર ક્યાંથી કરે ?

કેટલાક શહેરો એટલા વિશાળ થતાં જાય છે કે પહેલાં જે વિસ્તાર અને ગામો અલગ હતા તે હવે શહેરોમાં શામિલ થઈ ગયાં છે, બલકે કેટલાક શહેરો બીજા શહેરો સાથે એવા સંલગ્ન થતાં જાય છે કે બંને વચ્ચે સ્પષ્ટ અંતર માલૂમ નથી પડતું. દા.ત., દિલ્હી અને ગાઝિયાબાદ દેખીતી રીતે એક જ શહેર માલૂમ પડે છે !

એવી જગ્યાએથી નીકળવા પર મુસાફરત (પ્રવાસ)ના અહકામ કયારે જારી થશે ? અને તે શખ્સ મુસાફિર કયારે કહેવાશે ?

જો કોઈ શહેરનું વિસ્તરણ થતાં કોઈ વિસ્તાર કે બીજા શહેર સાથે સંલગ્ન થઈને પોતાનામાં તેને શામિલ કરી લે તો તેની બે સૂરતો થશે :

- જો તે વિસ્તાર અને શહેર ઉર્ફ (લોકભાષા)માં અને કોર્પોરેશનમાં એ જ શહેરનો હિસ્સો સમજવા લાગે તો હવે બંને એક શહેરના હુકમમાં થશે અને મુસાફરતનો હુકમ પેલા જૂના શહેર અને શામિલ થયેલા શહેરથી નીકળવા બાદ જારી થશે.
- અને જો ઉર્ફ અને કોર્પોરેશનમાં બંનેની હદો અલગ અલગ છે તો ભલે, જાહેરી દેખાવમાં બંને એક નજર આવતા હોય

છતાં પણ બંને અલગ અલગ શહેર કહેવાશે. એટલે પોતાના શહેરથી નીકળવા બાદ મુસાફરતના અહકામ જારી થશે. જો કે એનાથી મુત્તસિલ (સંલગ્ન, અડોઅડ) આબાદી હોય.

બે જુદા મહોલ્લા કે શહેરના મુત્તસિલ (સંલગ્ન) હોવામાં મુફતી રશીદ અહમદ સાહબ (રહ.) લુધિયાનવીએ ઉર્ફ (લોકભાષા અને લોકાચાર)નો એ'તિબાર કર્યો છે.

હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપૂરી સાહબે (રહમતુલ્લાહિ અલયહ) કોર્પોરેશનને સમાવી લેવાનો એ'તિબાર કર્યો છે.

બંને બુઝુર્ગોના શબ્દો જો કે જુદા છે, પરંતુ હકીકત એક જ છે, કારણ કે સામાન્ય રીતે કોર્પોરેશનમાં સંમિલિત અને સમાવિષ્ટ હોય તે ઉર્ફ (લોકભાષા અને લોકાચાર)માં પણ સંમિલિત અને સમાવિષ્ટ કલ્પવામાં આવે છે. ('ફતાવા રહીમિય્યહ', ઉર્દૂ ૬/૩૬૪)

## ૪૧ કસરની મુદ્દત

કસરની મુદ્દત પંદર દિવસથી ઓછી છે, તે પછી નથી. એટલે મુસાફિર પંદર દિવસથી ઓછા દિવસ સુધી કસર કરી શકે છે.

જો પંદર દિવસ કે તેનાથી વધારે થોભવાનો પાકો ઈરાદો હોય તો નિય્યત કરતાં જ મુકીમ થઈ જશે અને કસર કરવું જાઈઝ ન થશે.

# ઈકામતનું બયાન

## ૪૨ મુસાફિર મુકીમ ક્યારે થશે ?

- મુસાફિર જ્યારે પોતાના વતનની હદમાં દાખલ થાય અથવા
- ઈખ્તિયારી કે ગેર ઈખ્તિયારી તૌર પર પસાર થાય અથવા
- કોઈ મુકામ પર પંદર દિવસ કે એના કરતાં વધારે થોભવાનો પાકો ઈરાદો કરી લે,

તો એ સૂરતો (સંજોગો)માં મુસાફિર મુકીમ થઈ જશે.

એ જ પ્રમાણે શરઈ સફરના ઈરાદાથી નીકળ્યો અને શરઈ અંતર જેટલે દૂર જવા પહેલાં વાપસીનો ઈરાદો થઈ ગયો તો મુસાફરત (પ્રવાસના અહકામ) બાકી ન રહેશે. ('આલમગીરી' ૧/૧૩૯)

## ૪૩ ઈકામતના સહીહ થવાની શરતો

મુસાફિરના મુકીમ થવાના માટે છ (૬) શરતો છે :

(૧) ઈકામતની નિય્યત કરે.

(૨) અમલી રીતે સફર મોકૂફ કરી દે, જો ઈકામતની નિય્યત કરી, પરંતુ સફર ચાલુ છે તો આ નિય્યતનો એ'તિબાર ન થશે.

(૩) કમથી કમ સતત પંદર દિવસ થોભવાની નિય્યત હોય, એ

દરમિયાન શરઈ અંતર જેટલા સફરની નિય્યત ન હોય.

(૪) એક જ જગાએ પંદર દિવસ-રાત વિતાવવાની નિય્યત હોય. જો બે જગાએ થોભવાની નિય્યત કરી કે ફલાણા ગામમાં દસ (૧૦) દિવસ અને એનાથી નજીકના ગામમાં પાંચ (૫) દિવસ તો એ રીતે તે મુકીમ ન થશે.

(૫) નિય્યત અને ઈરાદામાં તે મુસાફિર ખુદમુખ્તાર હોય, કોઈ બીજાનો માતહત (આજ્ઞાધીન) અને તાબેદાર ન હોય. એટલે માતહત (આજ્ઞાધીન)ની નિય્યતનો એ'તિબાર ન થશે. સિવાય કે મત્બૂઅ (જેના તાબામાં તે છે તે અધિકારી, અધિપતિ) ઈખ્તિયાર આપી દે.

(૬) તે જગા થોભવા (રહેવા)ના લાયક હોય. એટલે જંગલ, દરિયા, વસ્તી વગરના ટાપુમાં નિય્યત સહીહ ન થશે, પરંતુ જો શરઈ અંતર જેટલું જવા પહેલાં જંગલ વિગેરેમાં ઈકામતની નિય્યત કરી લીધી તો એ સૂરતમાં મુકીમ થઈ જશે.

('બહર' ૨/૧૩૧)

## ૪૪ વતને ઈકામત ક્યારે ખતમ થાય છે ?

વતને ઈકામતના ખતમ થવા માટે ત્રણ વાતોમાંથી કોઈ એક વાતનું હોવું જરૂરી છે :

(૧) તે મુકામને વતને અસલી બનાવી લે.

(૨) તે મુકામના સિવાય કોઈ બીજા મુકામને વતને ઈકામત બનાવી લે.

(૩) વતને ઈકામતથી શરઈ અંતર અંગ્રેજી ૪૮ (અડતાલીસ) માઈલ અથવા ૭૭ ૧/૪ કિ.મી. સફર કરવાના ઈરાદાથી નીકળી જાય. ('શામી' ૧/૫૭૬)

ઉપર લખેલી ત્રીજી શકલ (સ્વરૂપ)ની સ્પષ્ટતા કરવા માટે 'ફત્હુલ કદીર'ના લેખકે એના ત્રણ પેટા પ્રકારો બતાવ્યા છે :

(અ) વતને ઈકામતથી શરઈ અંતર જેટલા સફરના ઈરાદાથી નીકળી જાય અને રસ્તામાં વતને ઈકામતમાંથી પસાર થવાનું ન હોય તો વતને ઈકામત ખત્મ થઈ જશે.

(દા.ત., એક માણસનું વતને ઈકામત વલસાડ છે. વલસાડથી મુંબઈ ૨૦૦ કિ.મી. દૂર છે. તે માણસ મુંબઈ જવાના ઈરાદાથી વલસાડથી નીકળી જશે તો વલસાડ વતને ઈકામત ખત્મ થઈ જશે.)

(બ) વતને ઈકામતથી શરઈ અંતર જેટલા સફરના ઈરાદાથી નીકળે, પરંતુ શરઈ અંતર કાપવા પહેલાં રસ્તામાંથી પાછો ફરે અને કોઈ એવા શહેરમાં પહોંચવા માટે સફર કરે કે તે

શહેરમાં પહોંચવા માટે વતને ઈકામતમાંથી પસાર થવાનું હોય તો વતને ઈકામત ખત્મ નહિ થશે અને પાછાં ફરતાં જ ઈકામતના અહકામ જારી થઈ જશે.

(દા.ત., એક માણસનું વતને ઈકામત વલસાડ છે. તે માણસ મુંબઈ જવાના ઈરાદાથી વલસાડથી નીકળ્યો. વાપી પહોંચ્યો. વલસાડથી વાપી શરઈ અંતર કરતાં ઓછા અંતરે છે. હવે તેનો ઈરાદો સુરત જવાનો થયો. વાપીથી સુરત જતાં રસ્તામાં તેનું વતને ઈકામત વલસાડ આવે છે. આ સંજોગોમાં વલસાડ તેનું વતને ઈકામત ખત્મ ન થશે અને વાપીથી પાછો વલસાડ તરફ પ્રવાસ શરૂ કરતાં જ તેના પર ઈકામતના અહકામ જારી થશે.)

(ક) વતને ઈકામતથી શરઈ અંતર કાપવા બાદ વિચાર બદલે અને વળતો પ્રવાસ કરે તો ઈકામતના અહકામ જારી ન થશે. (દા.ત., વલસાડથી નીકળીને પાલઘર પહોંચીને વિચાર બદલે અને પાછો વળતો પ્રવાસ કરે તો ઈકામતના અહકામ જારી ન થશે, કારણ કે વલસાડથી પાલઘરનું અંતર શરઈ અંતર કરતાં વધારે છે. એટલે વલસાડમાંથી પસાર થાય ત્યારે પણ કસર કરવી પડશે. વલસાડ એનું વતને ઈકામત ખત્મ થઈ ગયું છે.) (મુસ્તફાદ, 'ફત્હુલ કદીર' ૨/૧૭)

## ૪૫ મુસાફિર વતને ઈકામતની હદમાં દાખલ થતાં જ મુકીમ થઈ જશે

મુસાફિરનો ઈરાદો જે કોઈ શહેરમાં પંદર દિવસ રહેવાનો હોય તે શહેરની હદમાં દાખલ થતાં જ તે મુકીમ થઈ જશે. રહેવાની જગા (ઉતારા) સુધી પહોંચવું જરૂરી નથી. એટલે શહેરમાં દાખલ થતાં જ કસર ન કરશે, બલકે ઈત્માામ (પરિપૂર્ણતા) કરવું જરૂરી થશે.

('શામી' ૧/૫૮૩)

## ૪૬ અણધારેલા કિયામનો હુકમ

શરઈ મસાફત (અંતર)ના ઈરાદાથી નીકળ્યો, પરંતુ રસ્તામાં અચાનક કોઈ અવરોધના કારણે રોકાવું પડયું. દા.ત., આગળના શહેરમાં કરફયુ લાગેલો છે, જેને કારણે રસ્તો બંધ છે અથવા સફરના સાથીઓનો ઈન્તિઝાર છે તો જો યકીન અને પ્રબળ અનુમાનથી પંદર દિવસ પહેલાં કૂચ કરવાનું (આગળ વધવાનું) નજર આવતું હોય તો તે મુસાફિર જ રહેશે. હા, જો પંદર દિવસ પછી જ સફરમાં જવું શકય હશે તો મુકીમ થઈ જશે.

('હિદાયહ' ૧/૧૩૨)

## ૪૭ ઈકામતની નિય્યતના પછી નિય્યત બદલાઈ ગઈ તો કસર ક્યારે શરૂ કરે ?

મુસાફિર ઈકામતની મુદ્દતની નિય્યત કરી લીધી, પરંતુ તેના પછી ઈરાદો થયો કે આ દૌરાન સફર પણ કરવો છે અથવા પાછા જવું છે તો તેની આ બીજી નિય્યતથી ઈકામતનો હુકમ રદ નહિ થશે અને તે મુકીમ જ રહેશે. અલબત્ત, જ્યારે મસાફત (શરઈ અંતર) જેટલું જવાના ઈરાદાથી આ વતને ઈકામતની હદથી નીકળી જશે ત્યારે તેના પર સફરના અહકામ જારી થશે.

('મબ્સૂત સરખસી' ૧/૨૮૦)

## ૪૮ આજે-કાલે કરતાં પંદર દિવસ કરતાં વધારે દિવસો થઈ જાય તો શું કરે ?

કોઈ શખ્સ શરઈ અંતર કાપીને કોઈ શહેરમાં દાખલ થયો અને એક સાથે પંદર દિવસ થોભવાની નિય્યત નથી કરી, બલકે એનાથી પહેલાં પાછા ફરવાનો ઈરાદો છે, પરંતુ આજે-કાલે થતાં થતાં પંદર દિવસો કરતાં વધારે થઈ ગયાં તો તેનાથી તે મુકીમ ન થશે, પરંતુ એ જ પ્રમાણે જો આખું વરસ પણ વીતી જાય તો તે કસર કરતો રહે.

('મરાકી' ૨૭૮)

## ૪૯ બે જગાએ ઈકામતની નિય્યત સહીહ છે ?

જે કોઈ મુસાફિરે બે મુકામ પર પંદર દિવસ કે તેનાથી વધારે થોભવાની નિય્યત કરી અને તે બંને મુકામ જુદા જુદા હોય અર્થાત તે બંને એક બીજા સાથે સંલગ્ન અને એક જ શહેરના બે હિસ્સાઓ ન હોય, બલકે સ્વતંત્ર અલગ અલગ મુકામ હોય. દા.ત., વલસાડ, બીલીમોરા, આલીપૂર, નવસારી વિગેરે તો એવા બે મુકામ પર પંદર દિવસ થોભવાની નિય્યતથી મુકીમ ન થશે, કારણ કે ઈકામતના સહીહ થવાની શરત આ છે કે,

એક મુકામ પર જ રાતે થોભવાની નિય્યત કરે.

પરંતુ જો બંને મુકામ એક બીજાના હિસ્સા હોય અને એકબીજા સાથે સંલગ્ન (જોડાયેલા) હોય, દા.ત., એક શહેર હોય અને તે જ શહેર સાથે જોડાયેલું અને અડેલું ગામ જે બિલકુલ છેડા પર હોય અને ઉર્ફ (લોકભાષા)માં તેમજ કોર્પોરેશનમાં શહેરનો હિસ્સો સમજવામાં આવતો હોય, જેમકે મુંબઈ શહેરના જુદા જુદા વિસ્તારો (પરાં). તો જો શહેરમાં દસ દિવસ અને એ જ શહેર સાથે જોડાયેલા વિસ્તારની કોલોનીઓમાં પાંચ દિવસ થોભવાની નિય્યત કરી તો આ સૂરત (સ્વરૂપ)માં ઈકામત સહીહ થઈ જશે. ('શામી' ૧/૫૮૨)

પરંતુ જો બે અલગ અલગ મુકામ પર થોભવાની નિય્યત આ રીતે કરી કે રાત તો એક જ મુકામ પર અને દિવસ બીજા મુકામ પર વિતાવશે તો આ ઈકામતની નિય્યત સહીહ થઈ જાય છે. એટલે જે મુકામ પર દિવસે રહેવું છે, જો પ્રથમ ત્યાં પહોંચ્યો તો હજુ મુકીમ ન થશે, બલકે જ્યાં રાત વિતાવવી છે ત્યાં પહોંચવા પર મુકીમ થશે.

('બહર' ૨/૧૩૨)

## ૫૦ શું સફરથી વતને ઈકામત રદ થઈ જાય છે ?

વતને ઈકામતથી સફરની કેટલીક શકલો થશે :

(૧) વતને ઈકામતથી સફર કર્યો, પરંતુ મુસાફત (શરઈ અંતર) જેટલું નહિ, બલકે એનાથી ઓછું અંતર છે અને ફરી પાછો ત્યાં જ આવે છે. આ સૂરતમાં વતને ઈકામત ખત્મ ન થશે.

(૨) શરઈ અંતરના ઈરાદાથી નીકળ્યો તો વતને ઈકામત ખત્મ થઈ જશે.

(૩) શરઈ અતંરનો ઈરાદો ન હતો, પરંતુ કોઈ જગાએ પહોંચીને સફરે શરઈનો ઈરાદો કરી લીધો તો એના બે પેટા પ્રકારો છે :

(અ) આ ઈરાદા બાદ શરઈ અંતર (૭૭ ૧/૪ કિ.મી.) કાપવાથી પેલું વતને ઈકામત ખત્મ થઈ જશે એટલે પાછા ફરતી વખતે

જો વતને ઈકામતમાં દાખલ થશે તો ત્યાં પણ નમાઝ કસ્ર કરવી પડશે.

(બ) આ ઈરાદા બાદ જો શરઈ અંતર કાપશે નહિ તો પેલું વતને ઈકામત બાકી રહેશે એટલે પાછા ફરતી વખતે જો તેમાં દાખલ થશે તો નમાઝ મુકમ્મલ (સંપૂર્ણ) પઢવી પડશે.

('શામી' ૧/૫૮૬)

સફરે શરઈનો ઈરાદો કરી લીધો તો તે મુકામથી મુસાફિર થઈ જશે અને તેનું પ્રથમ વતને ઈકામત ખત્મ થઈ જશે આ શરતે કે ઈરાદા બાદ શરઈ અંતર કાપ્યા પછી વતને ઈકામતમાંથી પસાર થાય ત્યારે જો તે એ વતનમાં દાખલ થયો તો કસ્ર જ કરે, ન કે ઈત્માম (પૂર્ણતા), પરંતુ જો શરઈ અંતર કાપ્યા પહેલાં પસાર થાય તો આ સૂરતમાં એ તેનું વતન બાકી રહેશે, જો તેમાં દાખલ થશે તો નમાઝ મુકમ્મલ (સંપૂર્ણ) પઢવી પડશે.

(જુઓ મસ્અલહ નં. ૮૧) ('શામી' ૧/૫૮૬)

## ૫૧ વતને ઈકામતથી સફર કરે તો શરઈ અંતરની ગણતરી પ્રથમ (મૂળ) વતનથી કરે કે આ વતનથી ?

સફરે શરઈથી વતને ઈકામત ખત્મ થઈ જાય છે તો આ સફરે શરઈના અંતરની ગણતરી તે જ વતને ઈકામતથી થશે જ્યાંથી તે

સફરની શરૂઆત કરી રહ્યો છે. હવે વતને અસલી અથવા પ્રથમ વતને ઈકામતના અંતરનો એ'તિબાર ન થશે. અલબત્ત, જો વતને સુકૂનત (વસવાટના વતન)થી પાછો એવી તરફનું રુખ કરે કે દરમિયાનમાં વતને અસલી આવી જાય છે તો એની બે સૂરતો થશે :

(૧) જો વસવાટની જગા અને (મૂળ) વતન શરઈ અંતર જેટલા દૂર છે તો વતન સુધી મુસાફિર રહેશે.

(૨) જો એટલું અંતર (બંને વચ્ચે) નથી તો વતન સુધી મુસાફિર ન થશે અને જ્યારે વતનથી પસાર થશે તો બંને સૂરતોમાં ફરીથી વતનથી અંતરની ગણતરી થશે.

('આપકે મસાઈલ ઔર ઉનકા હલ' ૨/૩૮૩)

**પર બીજું વતને ઈકામત શરઈ અંતર જેટલું દૂર ન હોય તો પ્રથમ વતને ઈકામત બાકી રહેશે ?**

વતને ઈકામત અનેક અને જુદા હોઈ શકતા નથી એટલે એક વતને ઈકામત તે વખતે ખત્મ થઈ જાય છે જ્યારે ઈન્સાન બીજી જગ્યાએ વતન બનાવી લે અર્થાત પંદર દિવસ થોભવાની નિય્યત કરી લે. ભલે, તે બંનેની વચ્ચે શરઈ અંતર જેટલો ફાસલો (અંતર) હોય કે ન હોય. ('બહર' ૧/૧૩૨, 'શામી' ૧/૫૮૯)

## ૫૩ તે સફરનો હુકમ જેના દરમિયાન વતને ઈકામત આવેલું હોય

કોઈ શખ્સ વતનથી ક્યાંક ચાલ્યો ગયો. તે પછી ત્યાંથી કોઈ એવી જગાના ઈરાદાથી નીકળ્યો કે દરમિયાનમાં વતને ઈકામત આવે છે તો તેની બે સૂરતો છે :

(૧) વતને ઈકામતથી શરઈ અંતર જેટલું નથી ગયો અને પાછો ફરી રહ્યો છે તો વતને ઈકામત બાકી રહેશે. તેમાં ઈત્માम (પૂર્ણતા) કરશે ભલેને જ્યાંથી ચાલ્યો છે અને જ્યાં સુધી જવું છે તે શરઈ સફર જેટલું અંતર છે, પરંતુ દરમિયાનમાં વતને ઈકામત આવી ગયું છે એટલે સફર મુતહક્ક (પ્રમાણિત) ન થશે. અલબત્ત, જો વતને ઈકમાતથી મંઝિલે મકસૂદ (જ્યાં જવાનો ઈરાદો છે તે સ્થળ) શરઈ અંતર જેટલા ફાસલા (અંતર) પર છે તો ત્યાંથી મુસાફિર થઈ જશે.

(૨) વતને ઈકામતથી શરઈ અંતર જેટલે પહોંચી ગયો છે ભલે, એટલા દૂર જવાના ઈરાદાથી નીકળ્યો હતો કે ઈરાદા વગર જ દૂર પહોંચી ગયો તો હવે જ્યારે ત્યાંથી વતને ઈકામતથી પસાર થતાં ત્યાંથી આગળ વધવું છે તો વતને ઈકામત

ખત્મ થઈ ગયું, ત્યાં પહોંચવા પર ઈત્માામ (સંપૂર્ણતા) નહિ કરશે, કસર કરશે. ('શામી' ૧/૫૮૬)

## ૫૪ સફર દરમિયાન ટ્રેઈન કે બસ વતનમાંથી પસાર થાય તો મુકીમ થશે કે નહિ ?

ઝયદ કોઈ બીજા મુકામથી પોતાના વતનની તરફ બીજા કોઈ શહેરની સફર કરી રહ્યો છે. સફર દરમિયાન તેની ટ્રેઈન કે બસ તેના વતનમાં થઈને પસાર થાય છે તો એનાથી તે શખ્સ મુકીમ થઈ જશે.

એવા સફરની બે શકલો થશે :

(૧) જ્યાંથી સફરની શરૂઆત થઈ ત્યાંથી વતને અસલી સુધી શરઈ અંતર પૂરું થઈ જતું હોય.

(૨) શરઈ અંતર પૂરું ન થતું હોય.

જો (શરઈ) અંતર પૂરું થઈ જતું હોય તો વતનમાં દાખલ થતાં સુધી તે શરઈ મુસાફિર રહેશે અને રસ્તામાં કસર કરતો રહેશે.

જો (શરઈ) અંતર પૂરું નં થતું હોય તો રસ્તામાં પણ ઈત્મામ (સંપૂર્ણતા) કરવી પડશે, ન કે કસર.

પછી વતનથી પસાર થવા બાદ જ્યાં જાય છે, જો વતનથી ત્યાં સુધી શરઈ અંતર છે તો વતનની હદથી પસાર થવા બાદ શરઈ

મુસાફિર થઈ જશે, પરંતુ જો શરઈ અંતર નથી તો મુકીમ જ રહેશે, કસર કરવું દુરુસ્ત ન થશે. ('આલમગીરી' ૧/૧૪૨)

## ૫૫ વતનથી માત્ર એટલા માટે પસાર થયો કે મુકીમ થઈ જાય

એક શખ્સ પોતાના વતનથી નજીક કોઈ જગાએ ઈમામત કરે છે. ત્યાંથી તેણે કયાંકનો સફર કર્યો અને ફરી પાછો ત્યાં જ આવ્યો, પરંતુ ત્યાં પંદર દિવસ થોભવાની નિય્યત કોઈ મજબૂરીના કારણે કરી શકતો નથી અને તેના કારણે ચાર રકા'તની નમાઝની ઈમામતમાં મુશ્કેલી થશે તો એનો ઉકેલ આ છે કે વાપસીની સફરમાં પોતાના વતનમાં થઈને પસાર થાય. ભલે, તે ત્યાં ન રહે તો વતન પહોંચતા જ સફર ખત્મ થઈ જશે. તે પછી ઈમામતની જગાએ પહોંચે તો ઈત્માम (સંપૂર્ણતા) કરશે. ('આલમગીરી' ૧/૧૪૨)

## ૫૬ શું નમાઝ દરમિયાન ઈકામતની નિય્યત સહીહ છે ?

નમાઝ દરમિયાન જો મુસાફિર ઈકામતની નિય્યત કરે તો અકસર (બહુધા) સૂરતોમાં શરીઅતની રૂએ તેની નિય્યત મો'તબર અને સહીહ હોય છે અને એ જ હાલતમાં મુસાફરતના અહકામ

તેનાથી બદલાઈ જાય છે. ભલે, તે મુસાફિર :-

- મુન્ફરિદ (એકલા નમાઝ પઢનાર) હોય કે
- મુકતદી (જમાઅત સાથે ઈમામની પાછળ નમાઝ પઢનાર),
- મુદરિક (શરૂથી અંત સુધી ઈમામ સાથે શરીક રહેનાર મુકતદી) હોય કે
- મસ્બૂક (પહેલી રકા'તનો રુકૂઅ થઈ ગયા પછી પાછળથી જમાઅતમાં શરીક થનાર મુકતદી),
- ભલે નમાઝની શરૂઆતમાં હોય, દરમિયાનમાં કે છેલ્લા કાઈદહમાં.

આ નિય્યત નમાઝની વિવિધ હાલતમાં થઈ શકે છે એટલે એનું સ્પષ્ટીકરણ કરવું જરૂરી છે કે કઈ હાલતની નિય્યત મો'તબર છે અને કઈ હાલતની (મો'તબર) નથી.

(૧) મુસાફિર નમાઝીએ બે રકા'તમાં સલામ ફેરવવાથી પહેલાં ઈકામતની નિય્યત કરી લીધી તો તેની નમાઝ બે ના બદલે ચારમાં બદલાઈ જશે.

(૨) મુસાફિર કાઈદહ કરવા બાદ ભૂલથી ત્રીજી રકા'ત માટે ઊભો થઈ ગયો, એ જ દરમિયાન સિજદહ કરવાથી પહેલાં ઈકામતની નિય્યત કરી લીધી તો હવે ચાર ફર્ઝ થઈ જશે, પરંતુ જો રુકૂઅ બાદ નિય્યત કરી તો કિયામ અને રુકૂઅ દોહરાવવું

પડશે, કારણ કે નિય્યતથી પહેલાં તે કિયામ અને રુકૂઅ નફલ હતા, જે હવે ફર્ઝ થઈ ગયા.

(૩) મુસાફિરે કાઈદહ બાદ ત્રીજી રકા'તના સિજદહ પછી નિય્યત કરી તો હવે આ નિય્યતથી તેની નમાઝમાં ફેરફાર ન થશે. અલબત્ત, એક બીજી (રકા'ત) પઢી લે, જેથી તે નફલ થઈ જાય.

(૪) મુસાફિર કાઈદહ ભૂલી ગયો અને ત્રીજી (રકા'ત)ના માટે ઊભો થઈ ગયો અને ત્રીજી રકા'તના સિજદહની પહેલાં ઈકામતની નિય્યત કરી તો તેની આ નિય્યત મો'તબર ગણાશે અને બે (રકા'ત)ના બદલે ચાર રકા'ત ફર્ઝ થશે.

(૫) જો ત્રીજી રકા'તનો સિજદહ કરી લીધો તો કારણ કે ફર્ઝ બાતિલ થઈ ગઈ એટલે એક બીજી (રકા'ત) મેળવીને સિજદએ સહ્વ કરી લે. તે નફલ થઈ જશે અને ફરી પાછી ચાર રકા'ત ફર્ઝની નિય્યતથી અદા કરવી પડશે.

('શામી' ૧/૫૮૪)

## ૫૭ ઈમામે નમાઝ દરમિયાન ઈકામતની નિય્યત કરી તો મુકતદી શું કરે ?

ઈમામ મુસાફિર હતો અને મુકતદી મુકીમ :-

ઈમામ કાઈદહ પછી સલામ ફેરવવાના બદલે ભૂલથી ઊભો

થયો અને પછી કિયામની હાલતમાં તેની ઈકામતની નિય્યત પણ થઈ ગઈ તો ઈમામની બે રકા'ત હવે ચાર રકા'તમાં ફેરવાઈ જશે.

- મુકીમ મુકતદીઓએ ત્રીજી અને ચોથી રકા'તમાં તેની ઈકતિદા કરવી પડશે.
- જો ઈમામના ઊભા થવા બાદ તે લોકોએ ઈકતિદા નહિ કરી અને પોતાની રીતે બાકીની રકા'ત પૂરી કરવા લાગ્યા અને ત્રીજી રકા'તનો સિજદહ પણ કરી લીધો તો મુકતદીઓની નમાઝ ફાસિદ થઈ જશે.
- જો ત્રીજી રકા'તના સિજદહથી પહેલાં ઈમામની સાથે શરીક થઈ ગયો તો ઈકતિદા સહીહ થઈ જશે.
- પરંતુ જો ઈમામે ઈકામતની નિય્યત ત્યારે કરી જ્યારે મુકતદી ત્રીજી રકા'તના માટે સિજદહ કરી ચૂકયો હતો તો હવે ઈકતિદા જાઈઝ ન થશે, બલકે એકલા પોતાની નમાઝ પૂરી કરવી પડશે. આ સૂરતમાં જો ઈકતિદા કરી તો નમાઝ ફાસિદ થઈ જશે. ('બહરુર્રાઈક' ૨/૧૩૫)

## ૫૮ નમાઝ દરમિયાન ઈમામની ઈકામતની નિય્યત ક્યારે મો'તબર છે ?

જો ખરેખર ઈમામનો ઈરાદો રહેવાનો હોય ત્યારે મો'તબર

થશે અને જો ઈકામતની નિય્યત માત્ર એટલા માટે કરી કે જેથી મારી સાથે મુકતદીઓની નમાઝ પણ મુકમ્મલ (સંપૂર્ણ) ચાર (રકા'ત) અદા થાય તો આ ગરઝની નિય્યત ગેરમો'તબર થશે અને આ પ્રકારની નિય્યતથી તે મુકીમ ન થશે એટલે તેના માટે કસર કરવું જરૂરી થશે, પરંતુ જો ચાર (રકા'ત) પઢી અને મુકતદીઓએ ઈકતિદા કરી તો તેમની નમાઝ ફાસિદ થઈ જશે. હા, (દરેકે) પોતાની રીતે પઢી અને દેખાવામાં મુવાફકત (અનુરૂપતા) થઈ જાય તો વાંધો નથી.

('બઝ્ઝાઝિયહ' ૧/૧૬૯, 'શામી' ૧/૫૮૪)

## ૫૯ સફર દરમિયાન માસિકવાળી સ્ત્રી પાક થઈ જાય તો કસર કરે કે ઈત્મામ ?

- સફર દરમિયાન ઔરત એવી જગાએ પાક થઈ કે ત્યાંથી મંઝિલે મકસૂદ (લક્ષ્ય સ્થાન)નું અંતર ૭૭ ૧/૪ કિ.મી. કરતાં કમ છે દા.ત., હૈઝ (માસિક)ની હાલતમાં હજનો સફર શરૂ કર્યો અને એવી જગાએ પાક થઈ કે ત્યાંથી મક્કા મુકર્રમા ૭૭ ૧/૪ કિ.મી. કરતાં ઓછા અંતરે છે તો આ સૂરતમાં મક્કા મુકર્રમા પહોંચીને તેણી મુસાફિર ન થશે અને કસર કરવું જાઈઝ ન થશે, નમાઝ પૂરી પઢવી પડશે; પરંતુ આ હુકમ ત્યારે છે જ્યારે સફરની શરૂઆતથી જ

હૈઝ (માસિક) ચાલુ હોય.

- જો તહારત (પાકી)ની હાલતમાં સફરની શરૂઆત થઈ અને સફર દરમિયાન હૈઝ (માસિક) શરૂ થયું તો હૈઝ આવવાથી પહેલાં જ શરીઅત પ્રમાણે તે મુસાફિર થઈ ચૂકી છે. એટલે હૈઝ ખત્મ થયા બાદ કસર કરશે.
- એ જ પ્રમાણે મંઝિલે મકસૂદ (લક્ષ્ય સ્થાન) જો શરઈ સફરના અંતર જેટલું છે તો પહેલી સૂરતમાં પણ તહારત (પાકી) પછી કસર કરશે. ('શામી' ૧/૫૮૯)

## ૬૦ વતને ઈકામતની નજીક રાત વિતાવી તો કસર કરે કે ઈત્માન ?

કોઈ મુકામ પર પંદર દિવસ થોભવાની નિય્યત એવી રીતે હતી કે આસપાસમાં દૌરહ કરવું છે અને રાત અહીં જ વિતાવવી છે, પરંતુ કોઈ મોકાથી કયાંક રાત વિતાવી લે તો ત્યાં પૂરી નમાઝ પઢે, કસર ન કરે. ('શામી' ૧/૫૮૬)

## ૬૧ સફરથી વાપસી, પરંતુ ગામથી પહેલાં ઈકામત

મુસાફિર વતન આવતો હતો. વતનમાં દાખલ થતાં પહેલાં

કોઈ નજીકની જગ્યાએ કેટલાક દિવસો માટે થોભી ગયો તો ત્યાં પણ કસર કરે. હા, જ્યારે વતન આવી જશે ત્યારે મુકીમ થઈ જશે.

('બહર' ૧/૧૨૮)

## ૬૨ સફર દરમિયાન વાપસીનો ઈરાદો

સફર દરમિયાન જો મુસાફિરે વાપસીનો ઈરાદો કરી લીધો હોય તો તેની બે સૂરતો હશે :

- શરઈ અંતર કાપવા પહેલાં જ વાપસીનો ઈરાદો કરી લે અથવા તે મુકામ પર પંદર દિવસ થોભવાની નિય્યત કરી લે તો આ સૂરતમાં નિય્યત કરતાં જ મુકીમ થઈ જશે. હવે કસર કરવું દુરુસ્ત ન થશે, પરંતુ વાપસીની નિય્યતથી પહેલાં જે નમાઝો કસર પઢી હોય તેને દોહરાવવું જરૂરી નથી અને વાપસીની નિય્યતથી પહેલાંની જે નમાઝો સંજોગવસાત બાકી હોય તેની કઝા કસર જ પઢે.

('ઉમ્દતુલ ફિકહ' ૨/૪૧૫)

બીજી સૂરત આ છે કે શરઈ અંતર કાપવાના માટે ઈરાદો મોકૂફ કરી દીધો તો આ સૂરતમાં તે ત્યાં સુધી મુસાફિર જ રહેશે જ્યાં સુધી વતન ન પહોંચી જાય અથવા ત્યાં જ પંદર દિવસ ઈકામતની નિય્યત ન કરી લે. ('આલમગીરી' ૧/૧૩૯)

## ૬૩ વાપસી દરમિયાન ફરીથી સફરનું રુખ

મુસાફિર કોઈ મસ્લિહતના કારણે મુસાફરત (પ્રવાસ)ની મુદ્દત પૂરી કરવાથી પહેલાં પાછો ફર્યો; પરંતુ વતનની હદમાં દાખલ થવા પહેલાં વિચાર બદલાઈ ગયો અને તેણે ફરી પાછું સફરનું રુખ કર્યું તો રુખ કરતાં જ તે મુસાફિર થઈ જશે.

('બદાઈઅ' ૧/૧૫૦)

## ૬૪ રસ્તામાં શરઈ સફરનો ઈરાદો

કોઈ જરૂરતના કારણે કોઈ નજીકના સ્થળે જવાના ઈરાદાથી નીકળ્યો અને ત્યાં પહોંચીને કે એનાથી પહેલાં રસ્તામાં શરઈ અંતર જેટલે જવાનો ઈરાદો થઈ ગયો. દા.ત., આલીપોરથી વલસાડ જવા માટે નીકળ્યો જે શરઈ અંતર જેટલું દૂર નથી, પરંતુ રસ્તામાં જ મુંબઈ જવાનો ઈરાદો કરી લીધો તો જો નિય્યત કરવાની જગાથી મુંબઈનું અંતર શરઈ અંતર જેટલું હોય તો આ ઈરાદા બાદ જ્યારે સફર શરૂ કરશે ત્યારે મુસાફિર થશે, એનાથી પહેલાં નહિ, બલકે અત્યાર સુધી એના પર સફરના અહકામ જારી ન થશે.

('ઈમ્દાદુલ અહકામ' : ૧/૭૨૪)

## ૬૫ શરઈ સફર દરમિયાન અનેક સ્થળે કિયામ કરતો જાય તો કસર ક્યારથી કરે ?

શરઈ સફરના ઈરાદાથી નીકળ્યો, પરંતુ શરઈ અંતર પૂરું કરવા પહેલાં (વચમાં) અનેક સ્થળે થોડા દિવસ કિયામ કરતો રહ્યો તો દરમિયાને સફર, મુસાફરત (કસર)નો હુકમ, પંદર દિવસ થોભવાથી ખત્મ થઈ જાય છે, એનાથી પહેલાં ખત્મ થતો નથી. એટલે તે શખ્સ જો કે અનેક સ્થળે કિયામ કરતો રહ્યો, છતાં તે દરેક સ્થળે કસર કરતો રહે. એ પ્રમાણે ભલે એક મુદ્દત કેમ ન વીતી જાય. અલબત્ત, જો પંદર દિવસ કે એનાથી વધારે થોભવાની નિય્યત કરી લીધી તો ત્યાં પહોંચીને મુસાફિર ન રહેશે, પરંતુ જો શરઈ અંતર કાપવાના ઈરાદાથી નીકળતી વખતે જ ૭૭ ૧/૪ કિ.મી.થી પહેલાં કોઈ મુકામ પર પંદર દિવસ રોકાવાનો ઈરાદો છે તો તે મુકામ સુધી તે શરઈ મુસાફિર ન થશે અને ત્યાં પહોંચવા સુધી તેણેં કસર કરવું જાઈઝ ન થશે. ('હિદાયહ' : ૧/૧૪૮)

## ૬૬ રાત એક જગ્યાએ વિતાવે અને દિવસમાં ફેરી ફરે તો કસર કરે કે નહિ ?

કોઈ શખ્સે કોઈ જગાએ પંદર દિવસ થોભવાની નિય્યત

એવી રીતે કરી કે રાત તો ત્યાં વિતાવશે, પરંતુ દિવસમાં આસપાસ, આજુબાજુ ફેરી ફરશે. જો શરઈ અંતર કરતાં ઓછું અંતર ફેરી ફરે તો તે મુકીમ થશે. અલબત્ત, ઈકામત વખતે જ આ ઈરાદો હોય કે શરઈ અંતર જેટલે પણ જઈશ તો હવે ઈકામતની નિય્યત મો'તબર ન થશે.

એ જ પ્રમાણે ઈકામતની નિય્યત કરી હતી, પરંતુ અચાનક સફર કરવો પડયો તો હવે ઈકામત રદ થઈ જશે. અલબત્ત, વાપસ આવવા બાદ આ ઈરાદો કરે કે હવે પંદર દિવસમાં શરઈ અંતર જેટલે દૂર સફર નથી કરવો તો મુકીમ થઈ જશે. ('બહર' : ૧/૧૩૨)

## ૬૭ સામાન એક જગ્યાએ રાખે અને વિવિધ શહેરોમાં ફરીને તેને વેચે તો કસર કરે ?

એવો વેપારી કે જે પોતાના વતન ઉપરાંત કોઈ દૂર દરાઝ શહેરમાં સામાન રાખતો હોય, આસપાસ ચોતરફ ફરીને સામાન વેચતો હોય, તે જ શહેરમાં પંદર રાત થોભવાનો ઈરાદો હોય અને એ દરમિયાન શરઈ અંતર જેટલે દૂર જવાનું થતું ન હોય તો તે મુકીમ છે, કસર નથી કરી શકતો.

હા, જો શરઈ અંતર જેટલે દૂર જઈ ચઢયો તો ત્યાંથી વાપસીમાં તે મુસાફિર થઈ જશે અને જો કિયામ વખતે જ ઈરાદો

હોય કે શરઈ અંતર જેટલે દૂર જવું પડશે અથવા પંદર દિવસો દરમિયાન કદી કદી બીજા ગામમાં પણ રાત વિતાવી લઈશ તો મુકીમ ન થશે, બલકે મુસાફિર જ રહેશે. ('દુર્રે મુખ્તાર' : ૧/૫૮૨)

## ૬૮ ચાલતો ફરતો મુસાફિર કસર ક્યાં સુધી કરે ?

ચાલતો ફરતો વેપારી જે દૂરદરાઝ પ્રદેશોમાં જતો હોય અને કોઈ પણ સ્થળે થોડા દિવસથી વધારે નથી થોભતો, બલકે એક શહેરથી બીજે શહેર અને વિસ્તારમાં જતો રહે છે તો જ્યાં સુધી તે પોતાના વતન પાછો ન આવે અથવા ક્યાંક પંદર દિવસ થોભવાનો ઈરાદો ન કરી લે ત્યાં સુધી કસર કરતો રહે. ('હિદાયહ' ૧/૧૩૨)

## ૬૯ મક્કા, મિના, અરફાત, મુઝદલિફહમાં હાજી મુસાફિર ગણાશે કે મુકીમ ? કસર પઢે કે પૂરી ?

શરઈ અંતર કાપીને હાજી મક્કા મુકર્રમા પહોંચ્યો તો ત્યાં તેની ઈકામતની ત્રણ સૂરતો થશે :

(૧)

આઠમી ઝિલહજ્જહથી પંદર દિવસ પહેલાં મક્કા મુકર્રમા પહોંચે અને તે દિવસોમાં ત્યાં જ ઈકામત (રહેવા)ની નિય્યત કરી લે

તો મુકીમ થઇ જશે. એટલે કે મક્કા મુકર્રમા, મિના, અરફાત, મુઝદલિફહમાં નમાઝ પૂરી પઢવી લાઝિમ થશે. ('બહર' ૨/૧૩૨)

(૨)

આઠમી ઝિલહજ્જહ પહેલાં મક્કા મુકર્રમામાં તેના પંદર દિવસ પૂરા થતા ન હોય તો હજમાં મુસાફિર જ રહેશે. તે ઇકામતની નિય્યત કરે તો પણ માન્ય નથી. એટલે મક્કા મુકર્રમા, મિના, અરફાત, મુઝદલિફહમાં નમાઝ કસર પઢવી લાઝિમ થશે.

મિના, અરફાતમાં સરકારી ઇમામ હનફી મસ્લક પ્રમાણે મુસાફિર ન હોવા છતાં પોતાના મસ્લક પ્રમાણે કસર પઢાવે તો હનફીએ તેમની પાછળ નમાઝ પઢવી ન જોઇએ.

જો રિયાધ વગેરે શરઈ અંતરથી ઇમામ આવેલા હોય અને હનફી મસ્લક પ્રમાણે મુસાફિર હોય તો તેમની પાછળ નમાઝ પઢવામાં વાંધો નથી.

(૩)

હજ્જના અરકાન પૂરા કરીને મિનાથી મક્કા મુકર્રમા પાછા આવ્યા બાદ ઓછામાં ઓછા પંદર દિવસ રોકાવાના હોય અને ઇકામતની નિય્યત કરે તો વાપસી બાદ મુકીમ થઇ જશે અને પૂરી નમાઝ પઢવી લાઝિમ થશે.

# તાબેઅ અને મત્બૂઅનું બયાન

## ૭૦ તાબેઅ કોણ ? મત્બૂઅ કોણ ? કોની નિય્યત પ્રમાણે સફરમાં અમલ થશે ?

- જેના પર કોઈની ફરમાંબરદારી વાજિબ છે તે તાબેઅ છે.
- જેની ફરમાંબરદારી વાજિબ છે તે મત્બૂઅ છે.
  - પત્ની તાબેઅ છે. પતિ મત્બૂઅ છે.
  - કેદી તાબેઅ છે. ગિરફતાર કરનાર મત્બૂઅ છે.
  - સૈનિક તાબેઅ છે. સેનાપતિ મત્બૂઅ છે.
  - કર્ઝ લેનાર અદા કરવા અશક્ત હોય તો તાબેઅ છે. કર્ઝ આપનાર મત્બૂઅ છે.
  - માસિક કે વાર્ષિક પગારદાર નોકર તાબેઅ છે, શેઠ મત્બૂઅ છે. દૈનિક પગારદાર નોકર તાબેઅ નથી.
  - શાગિર્દ તાબેઅ છે. તેના ખર્ચા ભોગવનાર ઉસ્તાદ મત્બૂઅ છે.
  - બાલિગ, હમસફર અને ખાદિમ પુત્ર તાબેઅ છે. પિતા તેનો મત્બૂઅ છે.

**તાબેઅ અને મત્બૂઅના કસર અને ઈત્મામના અહકામ :-**

(૧) તાબેઅ અને મત્બૂઅ સફરમાં સાથે હોય તો મત્બૂઅની નિય્યત પ્રમાણે તાબેએ અમલ કરવું જરૂરી છે. તાબેઅની પોતાની નિય્યત માન્ય નથી, પરંતુ જો મત્બૂઅ તેના તાબેઅને નિય્યતનો ઈખ્તિયાર આપી દે તો તાબેઅની નિય્યત મોઅતબર (વિશ્વાસપાત્ર) થશે અને તે પોતાની નિય્યત પ્રમાણે કસર કે ઈત્મામ કરી શકશે.

(૨) સફરમાં કોઈ સ્થળે મત્બૂએ ઈકામતની નિય્યત કરી લીધી અને નમાઝો પૂરી પઢવા લાગ્યો. તાબેઅને મત્બૂઅની નિય્યતની જાણ ન થઈ એટલે તે કસર કરતો રહ્યો. બાદમાં જાણ થઈ તો ત્યાં સુધી પઢેલી કસર નમાઝો મુફતાબેહી કૌલ પ્રમાણે સહીહ થઈ જશે.

(૩) મત્બૂઅને મુકીમ સમજીને તાબેએ ચાર રકાત પઢવી શરૂ કરી. બાદમાં જાણ થઈ કે મત્બૂઅ મુસાફિર છે તો અસહહ (અત્યંત સહીહ) કૌલ પ્રમાણે તે નમાઝને દોહરાવવું જરૂરી નથી. છતાં સાવચેતી તરીકે નમાઝો દોહરાવી લે.

(૪) મત્બૂઅને પોતાને જ કિયામની મુદ્દત ખબર ન હોય તો નમાઝ પૂરી પઢે, કારણ કે જો બે જ રકાત વાજિબ હોય

અને ચાર પઢી લે તથા પ્રથમ કાઈદહ કરેલો હોય તો નમાઝ થઈ જાય છે.

(૫) તાબેઅ તેના મત્બૂઅની સાથે સફર દરમિયાન પોતાના વતનમાંથી પસાર થાય તો વતને અસલીમાં દાખલ થતાં જ મુકીમ થઈ જશે. નિય્યતની જરૂરત નથી. હા, વતનથી બહાર નીકળી જશે અને શરઈ અંતર જેટલે દૂર જવાનો ઈરાદો હશે તો હવે પાછો મુસાફિર થઈ જશે.

('કાઝીખાં' ૧/૧૬૬, 'શામી' ૧/૫૮૭–૫૮૮)

## ૭૧ ફસાદ (હુલ્લડ)ના સિપાહી શું કરે ?

ફોર્સ (દળ) અથવા પોલીસ જેઓ ફસાદાત (હુલ્લડો)માં જાય છે, તેમને ખબર નથી હોતી કે કેટલા દિવસ કિયામ કરવો પડશે. અલબત્ત, એટલું જરૂર છે કે હાલાતના કન્ટ્રોલના એ'તિબારથી કિયામ કે વાપસી થશે તો એ સૂરતમાં ફોર્સ કે પોલીસનો જે નીગરાં (ઉપરી અધિકારી) છે તેની નિય્યતનો એ'તિબાર થશે. જો તેને યકીન અથવા ગાલિબ ગુમાન હોય કે પંદર દિવસો સુધી કિયામ કરવું પડશે તો તેના માતહત (આજ્ઞાધીન) પોલીસ કસર નહિ, બલકે ઈત્મામ કરશે અને જો ઓફિસર એવું સમજી રહ્યો હોય કે જલ્દી કન્ટ્રોલ થઈ જશે અને તરત વાપસ થઈ જઈશું અને તેણે

પંદર દિવસ ઈકામતની નિય્યત નહિ કરી તો પોલીસ વગેરે મુસાફિર જ રહેશે. ('આલમગીરી' ૧/૧૪૧)

## ૭૨ એજન્ટ અને સરકારી નોકરનો દવરહ

એજન્ટ અથવા વ્યકિતઓ જે પોતાના વતન ઉપરાંત કોઈ બીજા શહેરમાં મુકીમ હોય અને ત્યાંથી દવરહ કરતા રહેતા હોય તો એવા દવરહની બે સૂરતો થશે :

(૧) જે વિસ્તારોનો તે દવરહ કરે છે તેનું કુલ અંતર તેની કિયામગાહ (ઉતારાના સ્થળ)થી ૭૭ ૧/૪ કિ.મી. નથી થતું તો આ પ્રમાણેના દવરહથી તે મુસાફિર ન થશે એટલે કિયામગાહ અને ગર્દિશ દરમિયાન, બંને જગાએ કસર નહિ, બલકે ઈત્માામ કરવું પડશે.

(૨) અને જો કુલ અંતર ૭૭ ૧/૪ કિ.મી. થઈ જાય અને તે પૂરા અંતરના ઈરાદાથી નીકળ્યો હતો તો સફર દરમિયાન અને પાછા ફરીને ઉતારા પર, બંને જગા પર કસર કરે એ શરતે કે પંદર દિવસથી પહેલાં શરઈ અંતર જેટલા સફરનો ઈરાદો રાખતો હોય. જો આ નિયમ હંમેશા હોય તો હંમેશા કસર કરતો રહે.

## ૭૩ કૈદી કસર ક્યારે શરૂ કરે ?

કૈદી, કૈદ કરનારની નિય્યત અને ઈરાદો જાણતો હોય કે શરઈ અંતર જેટલે દૂર કમથી કમ લઈ જશે તો એ કૈદી મુસાફિર થઈ જશે અને જો જાણ ન હોય તો તેની પાસે જાણી લે અને જો તે ન બતાવે તો પોતે વિચાર કરે કે કૈદ કરનાર પોતે મુકીમ છે કે મુસાફિર ? જો મુકીમ હોય તો ઈત્મામ કરે અને જો મુસાફિર હોય તો કસર કરે, પરંતુ જો શરઈ અંતર જેટલે દૂર જઈ પહોંચ્યો તો હવે અંતર નિશ્ચિત થઈ ગયું એટલે કસર શરૂ કરી દે. જો કસર લાઝિમ થવા છતાં કસર નહિ કરી, બલકે પૂરી પઢી તો નમાઝ થઈ ગઈ, આ શરતે કે પ્રથમ કાઈદહ અને સહ્વનો સિજદહ કરી લીધો હોય. જો સહ્વનો સિજદહ નથી કર્યો તો નમાઝ દોહરાવવું વાજિબ થશે અને જો પ્રથમ કાઈદહ નથી કર્યો તો ફરીથી નમાઝ પઢવી જરૂરી થશે.

('ફતાવા રહીમિય્યહ', ઉર્દૂ ૫/૮, 'શામી' ૧/૫૭૭)

## ૭૪ કૈદી અને અપહરણ થયેલ વ્યક્તિ કસર ક્યાં સુધી કરે ?

○ કૈદીને યકીન કે પ્રબળ ધારણાથી જાણ થઈ જાય કે પંદર દિવસથી પહેલાં મુક્તિ થઈ જશે,

- અથવા એવો સંભવ હોય કે થોડાક દિવસોમાં પણ મુક્તિ થઈ શકે છે અને થોડાક મહિનાઓ પણ લાગી શકે છે.
- અથવા આ આશા હોય કે અહીંથી બીજે ખસેડી લેવામાં આવશે.
- અથવા મુક્તિની બાબત આજ-કાલમાં અટવાતી રહી

તો આ સૂરતોમાં કસર કરતો રહે.

અને જો યકીન અને પ્રબળ ધારણા થઈ જાય કે પંદર દિવસથી પહેલાં મુક્તિ ન થશે અથવા બીજે ખસેડવામાં ન આવશે તો હવે કસર ન કરે, બલકે ઈત્મામ કરે.

જાણ થવાની સૂરત આ છે કે જેલર, હુક્કામ (ઉપરી અધિકારીઓ) અથવા આ બાબત અને કેસમાં અભ્યાસુ અને નિષ્ણાત લોકોના અભિપ્રાય પર યકીન હાસિલ કરે. ('મસાકી' ૧૪૬)

અપહરણ થયેલ જો કે અપહરણકર્તાની નિય્યત પ્રમાણે પંદર દિવસ અથવા તેનાથી વધારે ઈકામતની નિય્યત કરી લે તો પણ આ નિય્યતનો એ'તિબાર નથી, કારણ કે અપહરણ થયેલના વિશે પ્રત્યેક પળે સંભવ રહે છે કે ન જાણે પોલીસ ક્યારે આવી પહોંચશે અને તેને લઈ જશે અથવા અપહરણકર્તાઓ તેને બીજે ખસેડી લેશે એટલે તે હંમેશા કસર કરશે.

## ૭૫ પતિ સાસરામાં કસર કરે કે ઈત્માામ ?

જો પતિ પત્નીને પોતાના સાસરામાં અલગ નથી રાખતો અથવા રાખે છે તો હંગામી રીતે. આ સૂરતમાં પતિના માટે તે વતને અસલી ન થશે. એટલે જ્યારે પંદર દિવસથી ઓછા દિવસો રહેવાનો ઈરાદો હોય તો કસર કરવું વાજિબ થશે અને જો ઘરજમાઈ બની ગયો હોય અર્થાત આ શર્ત કરી લેવામાં આવી હોય કે છોકરી હંમેશા પોતાના પિયરમાં રહેશે, સાસરામાં હંમેશા માટે નહિ જશે અથવા પોતાની રીતે એ જ શહેરમાં અલગ રાખવાનો ઈરાદો છે તો ભલે ત્યાં રહેતો હોય કે ન રહેતો હોય, સાસરું તેનું વતને અસલી થઈ જશે. એટલે આ સૂરતમાં (ત્યાં) પહોંચીને નમાઝ પૂરી પઢે.

## ૭૬ પત્નીના વતને ઈકામતમાં પતિ મુકીમ થશે કે મુસાફિર ?

પત્ની નોકરી માટે અથવા કોઈ બીજી જરૂરતના કારણે કોઈ શહેરમાં ગઈ અને ત્યાં તેણીએ પંદર દિવસથી વધારે ઈકામતની નિય્યત કરી તો તેણી ત્યાં મુકીમ થઈ જશે. તેણીનો પતિ તેણીની સાથે નથી રહેતો, બલકે કદી કદી ત્યાં શરઈ અંતર કાપીને પહોંચે છે તો તે પત્નીની ઈકામતના કારણે માત્ર ત્યાં પહોંચવાથી મુકીમ ન

થશે, બલકે કસરના અહકામ તેના પર જારી રહેશે, પરંતુ જો પંદર દિવસ થોભવાની નિય્યત કરી લે તો મુકીમ થઈ જશે અને નમાઝ પૂરી પઢવી લાઝિમ થઈ જશે. ('ઈમ્દાદુલ અહકામ' ૧/૭૩૩)

## ૭૭ શું પત્ની સાસરામાં કસર કરે ?

સ્ત્રી પોતાના સાસરામાં હંમેશા રહેવા લાગી તો સાસરું તેનું વતને અસલી થઈ જશે. પતિના વતને અસલીમાં પહોંચતા જ પત્ની મુકીમ થઈ જશે. જો સ્ત્રી સફરની હાલતમાં હોય અને મુસાફરતની હાલતમાં જ કોઈ જગાએ નિકાહ કરે અને હંમેશા રહેવાનો ઈરાદો કરી લે તો નિકાહ કરવાથી જ તેણી મુકીમ થઈ જશે.

('બિનાયહ' ૩/૪૨, 'બહર' ૧/૧૩૨)

## ૭૮ સ્ત્રી પોતાના પિયરમાં કસર કરી શકે છે

સ્ત્રીએ જો પોતાના પિયરને બિલકુલ ન છોડયું હોય તો તેનું વતને અસલી બાકી છે એટલે ત્યાં પહોંચીને તેણી કસર નહિ કરે, બલકે પૂરી પઢે. હા, જો બિલકુલ છોડી ચૂકી હોય તો વતન બાકી ન રહ્યું એટલે ત્યાં મુસાફિર થશે, આ શર્તે કે શરઈ અંતર પૂરું કર્યું હોય અને પંદર દિવસ કરતાં ઓછું રોકાવાનો ઈરાદો હોય.

('ફતાવા રહીમિય્યહ', ઉર્દૂ ૫/૧૦, 'ફતાવા દારુલ ઉલૂમ' ૪/૪૫૯)

## ૭૯ બાપ દીકરાના ઘરે અથવા દીકરો બાપના ઘરે મુકીમ થશે કે નહિ ?

બાપ અને દીકરો બંને શરઈ અંતર જેટલે દૂર રહેતા હોય અને બંનેના વતન અલગ અલગ હોય, દીકરાએ આબાઈ (પૂર્વજોના) વતનને સંપૂર્ણ છોડી દીધું હોય તો બંને એક-બીજાને ત્યાં કસર કરે. એ જ હુકમ બંનેના અલગ વતને ઈકામતનો છે.

જો માત્ર દીકરાએ પોતાનું વતન બનાવ્યું પરંતુ બાપના વતનને બાકી રાખ્યું તો આ સૂરતમાં બાપ દીકરાના ઘરે મુસાફિર થશે, દીકરો બાપના ઘરે આવે તો મુકીમ થઈ જશે. ('શામી' ૧/૫૮૯)

# તબ્લીગી સફર

## ૮૦ તબ્લીગી જમાઅતના સફરના હુકમો

તબ્લીગી જમાઅતના સફરની વિવિધ સૂરતો (રીતો) હોય છે. દરેકનો હુકમ અલગ અલગ છે.

(૧) જો જમાઅત ૭૭ ૧/૪ કિ.મી.ના ઈરાદાથી નીકળી તો ગામ અથવા શહેરની હદમાંથી નીકળવા બાદ મુસાફિર થશે.

(૨) જો જમાઅતના લોકો પોતે પોતાના ઘરથી શરઈ અંતર જેટલે દૂર જવાના ઈરાદાથી નીકળ્યા, પરંતુ પોતાના ગામ અથવા પોતાના શહેરના મરકઝ (કેન્દ્ર)માં થોભી ગયા તો આ સૂરતમાં જ્યાં સુધી શહેરની હદમાંથી નીકળી ન જાય ત્યાં સુધી મુસાફિર ન થશે.

(૩) જમાઅતના ઈરાદાથી લોકો નીકળ્યા અને પોતાના ગામ કે શહેરથી ૭૭ ૧/૪ કિ.મી.ના અંદર પોતાના મરકઝ અથવા ઈન્તેઝામના સ્થળે આ નિય્યતની સાથે પહોંચ્યા કે ત્યાં મશ્વેરો છે, ત્યાંથી જ્યાં જવાનું નક્કી થશે ત્યાં જઈશું તો મરકઝ સુધી પહોંચે અને જ્યાં સુધી ત્યાં રહે ત્યાં સુધી મુસાફિર ન થશે, બલકે મુકીમ રહેશે. કસર નહિ કરે.

(૪) મરકઝ અથવા ઈન્તેઝામના સ્થળે તેમના વિષે મશ્વેરાની ત્રણ સૂરતો હોઈ શકે :

- મરકઝ અથવા ઈન્તેઝામના સ્થળથી ૭૭ ૧/૪ (સવા સિત્તોતેર) કિ.મી. દૂર જઈને કામ કરવાનું નક્કી થાય તો એ જગ્યાએથી નીકળવા બાદ મુસાફિર થઈ જશે.
- એ મરકઝ અથવા ઈન્તેઝામના સ્થળથી ૭૭ ૧/૪ કિ.મી. જવાનું ન હોય, પરંતુ પોતાના વિસ્તારમાં જ ગામોમાં ફરીને

કામ કરવાનું હોય તો એની બે પેટા સૂરતો થશે :

(A) તે ગામોનું કુલ અંતર ૭૭ ૧/૪ કિ.મી. થતું હોય તો આ મશ્વેરાના સ્થળથી નીકળવા બાદ મુસાફિર થઈ જશે.

(B) એ ગામોનું કુલ અંતર ૭૭ ૧/૪ કિ.મી. ન હોય તો મુસાફિર ન થશે.

(૫) જો મરકઝ અથવા ઈન્તેઝામના સ્થળે ૭૭ ૧/૪ કિ.મી. અંતર કાપીને પહોંચ્યો તો વતનથી નીકળતાં જ મુસાફિર થઈ જશે. પછી ત્યાં જો એવો મશ્વેરો થાય કે પોતાના વિસ્તારમાં જ કામ કરવાનું છે તો પોતાના વિસ્તારમાં પણ ત્યાં સુધી મુસાફિર રહેશે જ્યાં સુધી પોતાના વતનની હદમાં ન પહોંચી જાય. ભલે, પોતાના ગામની બાજુમાં પહોંચી ગયો હોય તો પણ મુસાફિર જ રહેશે.

હા, જો એ દરમિયાન કોઈ જરૂરતના કારણે ઘરે ચાલ્યો ગયો અને પાછો આવી ગયો અથવા ટ્રેઈન કે બસ મારફતે પોતાના ગામ અથવા શહેરની હદમાંથી પસાર થયો તો હવે આગળ જેટલા ગામમાં જનાર છે તે ગામોનું કુલ અંતર ૭૭ ૧/૪ (સવા સિત્તોતેર) કિ.મી. ન થતું હોય તો હવે તે મુસાફિર ન થશે.

જો શરઈ અંતર થતું હોય તો મુસાફિર થઈ જશે.

(૬) જો કોઈ શખ્સ પોતાના વતનમાં રહેતો ન હોય, બલકે વતન સિવાય તે બીજા કોઈ સ્થળે નોકરી કરતો હોય અથવા ધંધો કે વેપાર કરતો હોય અથવા અભ્યાસ કરતો હોય અને ત્યાંથી જમાઅતમાં ૭૭ ૧/૪ કિ.મી. દૂર ગયો તો મુસાફિર થઈ જશે.

જો દઅવતી મેહનત કરતાં કરતાં પોતાના મૂળ વતન પહોંચી જાય તો એ સ્થળે પહોંચવા પછી એની બે સૂરતો છે :-

(A) તે પોતાના એ (નોકરી, ધંધા કે અભ્યાસના) મુકામ પર કામ કરીને ત્યાં જ પંદર દિવસ કે એનાથી વધારે થોભી જાય તો એ મુકામ પર આવતાં જ મુકીમ થઈ જશે. હવે એના માટે કસ્ર વગેરે કરવું જાઈઝ ન થશે.

(B) જો ત્યાં પંદર દિવસ થોભવાનું ન હોય, બલકે પંદર દિવસથી પહેલાં તેણે કોઈ બીજા ગામમાં એક રાતના માટે પણ જવાનું હોય અથવા ૭૭ ૧/૪ (સવા સિત્તોતેર) કિ.મી. કરતાં વધારે અંતરનો સફર કરવાનો હોય તો આ સૂરત (સંજોગ)માં પેલા (નોકરી, ધંધો કે અભ્યાસના) મુકામ પર પહોંચીને પણ તે ત્યાં સુધી મુસાફિર જ રહેશે જ્યાં સુધી પંદર દિવસ તે સ્થળે થોભવાનો પાકો ઈરાદો ન કરી લે.

## ૮૧ જમાઅતના દવરહ (વર્તુળાકાર સફર)નો હુકમ

જમાઅતના લોકો પોતાના વિસ્તારમાં ખુસૂસી મુલાકાત અથવા વુસૂલીના ઈરાદાથી એવી રીતે નીકળ્યા કે એક રસ્તે નીકળીને ગામેગામ ફરતાં ફરતાં (વર્તુળાકાર સફર કરીને) પોતાના ગામથી નજીક જે વસ્તી છે ત્યાં પહોંચી ગયા. હવે ક્યાં તો ત્યાં થોભી જશે અથવા ઘરે પાછા આવશે. તેઓ આ સફર દરમિયાન શું કરે ?

આ બાબતમાં ઉસૂલ એ છે કે, ઈન્સાન જે રસ્તે સફર કરે છે તે જ રસ્તાનો એ'તિબાર છે. એટલે મજકૂર સફરની નીચે પ્રમાણે શકલો થશે અને તેને અનુરૂપ તેનો હુકમ થશે.

(૧) જે ગામોમાં થઈને પોતાની વસ્તી અથવા શહેરમાં પાછો આવે છે તેનું કુલ અંતર ૭૭ ૧/૪ કિ.મી. કે તેનાથી વધારે થતું હોય તો તેઓ વતનની હદમાંથી નીકળવા બાદ મુસાફિર થઈ જશે અને ત્યાં સુધી મુસાફિર રહેશે, જ્યાં સુધી પોતાના વતનની હદમાં દાખલ ન થઈ જાય. ભલેને એવા ગામમાં આવીને થોભે જે પોતાની વસ્તીની બાજુમાં હોય તો પણ મુસાફિર જ રહેશે.

(૨) જો પોતાની વસ્તીમાં પાછા આવી જાય અને તે પછી ૭૭

૧/૪ કિ.મી. કરતાં ઓછા અંતરે જાય તો મુસાફિર ન થશે.

(3) જે ગામોમાં ખુસૂસી મુલાકાત માટે ગયા તેનું કુલ અંતર ૭૭ ૧/૪ કિ.મી. થતું ન હોય તો મુસાફિર ન થશે.

# હંમેશા સફરમાં રહેનારનું બયાન

## ૮૨ સય્યાહ (પર્યટક-પ્રવાસી)નો હુકમ

જે શખ્સ સતત પર્યટન અને પ્રવાસ કરતો હોય, એવા શખ્સની સફરની ત્રણ સૂરતો શક્ય છે :

(૧) જો તેનો પર્યટન અને સફર શરઈ અંતર જેટલો કે તેનાથી વધારે હોય અને કોઈ જગાએ પહોંચીને પંદર દિવસ ઈકામતનો ઈરાદો પણ ન હોય તો આ સૂરતમાં હંમેશા કસર પઢતો રહે.

(૨) જો શરઈ અંતરના ઈરાદાની સાથે આ પણ ઈરાદો હોય કે કોઈ મુકામ પર પંદર દિવસ ઈકામત કરશે તો આ સૂરતમાં સફર દરમિયાન કસર કરે અને ઈકામતના સ્થળે ઈત્મામ કરે.

(3) જો રવાના થતી વખતે શરઈ અંતરનો ઈરાદો ન હતો, બલકે ફરતો-ઘૂમતો કેટલાક કિ.મી. જઈ પહોંચ્યો અને ફરી

પાછો ત્યાંથી કંઈક આગળ વધી ગયો. આ પ્રમાણે શરઈ અંતર કરતાં ઓછા અંતરની નિય્યત વારંવાર કરતાં કરતાં હઝારો કિ.મી. કેમ ન જઈ પહોંચ્યો હોય, છતાંયે તે કસર નથી કરી શકતો.

હા, જ્યારે પાછો ફરશે ત્યારે શરઈ અંતર જેટલો સફર હોવાની સૂરતમાં કસર કરશે. ('દુર્રે મુખ્તાર' ૧/૫૭૯)

## ૮૩ બસ, ટ્રેઈન અને જહાઝના નોકરનો હુકમ

ડ્રાઈવર હોય કે ગાર્ડ, તેમના સહાયક હોય કે ફેરિયા હોય, જો તેમની ડયૂટી અને આવવુ-જવું શરઈ અંતર જેટલું અથવા તેનાથી દૂર હોય તો એવા લોકો સફર દરમિયાન અને ઉતારાના સ્થળ, કવાર્ટર વિગેરેમાં કસર કરશે અને તેઓ હંમેશા કસર કરતા રહેશે. જો કે આખું વરસ કેમ આ જ હાલતમાં ગુઝરતું ન હોય.

અલબત્ત, જો પોતાના ઘરે આવી જતા હોય અથવા પંદર દિવસ ઉતારાના સ્થળ, કવાર્ટરમાં થોભવાની નિય્યત કરી લીધી કે આ દરમિયાન હું શરઈ અંતર જેટલો સફર નહિ કરીશ તો આ દિવસોમાં મુકીમ થઈ જશે એટલે કસર નહિ કરશે.

જો તેમની સર્વિસ (નોકરી) અને આવવું-જવું શરઈ સફરના

અંતર જેટલું નથી તો સર્વિસ દરમિયાન તથા રહેઠાણ, બંને જગાએ કસર નહિ (બલકે) ઈત્માામ કરવું પડશે. ('દુર્રે મુખ્તાર' ૧/૫૭૯)

તેઓ જો પોતાના ક્વાર્ટરમાં કુટુંબ સાથે કાયમી રીતે રહેતા હોય કે અહીં નોકરી રહે કે ન રહે, અહીંથી હવે જવું નથી તો ત્યાં આવતાં જ મુકીમ થઈ જશે. ('ઈમ્દાદુલ અહકામ' ૧/૬૦૪)

## ૮૪ બે મુકામ પર રહેનાર શું કરે ?

એવો શખ્સ જેણે પોતાના અસલી મકાન ઉપરાંત બે જગાઓ ભાડેથી લઈ રાખેલી હોય અને બંનેના દરમિયાન શરઈ અંતર જેટલો ફાસલો હોય, તે કદી એક મુકામ પર અને કદી બીજા સ્થળે રહેતો હોય તો તે જ્યારે એક જગાથી બીજી જગા મુન્તકિલ થાય (સ્થળાંતર કરે) ત્યારે રસ્તામાં અને મંઝિલે મકસૂદ બંનેમાં કસર કરે. ભલે, ત્યાં એના અહલોઅયાલ (બાલ બચ્ચાં) કેમ ન રહેતાં હોય. અલબત્ત, કોઈ મુકામ પર પંદર દિવસ ઈકામતની નિય્યત કરશે તો હવે મુકીમ થઈ જશે. ('બહર' ૨/૧૩૨)

## ૮૫ વાપસી અચોક્કસ હોય તો શું કરે ?

મુસાફિર કોઈ કામ માટે શહેરમાં આવ્યો અને આ ઈરાદો રહ્યો કે જ્યારે કામ પૂરું થઈ જશે ત્યારે તરત પાછો ફરી જઈશ.

જો કે આ કામ થતાં શક્ય છે કે અઠવાડિયું, દસ દિવસ લાગી જાય અને આ સંભવ પણ હોય કે એક મહિનો વીતી જાય તો એવો મુસાફિર હંમેશા કસર કરતો રહે. ભલે, આ રીતે કેટલાક મહિના કેમ ન વીતી જાય. અલબત્ત, જો યકીન અને પ્રબળ ધારણા થઈ જાય કે પંદર દિવસથી પહેલાં વાપસી અશક્ય છે તો હવે મુકીમ થઈ જશે. એટલે કસર ન કરે.

('બહર' ૨/૧૩૩)

# તહારત (પાકી)નું બયાન

## ૮૬ મુસાફિરના માટે તયમ્મુમની ઈજાઝત ક્યારે ?

પાણીનો ઉપયોગ કરવાની કુદરત મુસાફિરને ન હોય તો તયમ્મુમ કરવું જાઈઝ છે. કુદરત હોવા છતાં જો તયમ્મુમ કરશે તો ન તયમ્મુમ દુરુસ્ત થશે અને ન નમાઝ સહીહ થશે.

પાણી પર કુદરત ન હોવાની બે સૂરતો છે :-

(૧) પાણી મળતું જ ન હોય તો નીચેના સંજોગોમાં તયમ્મુમ કરવું જાઈઝ છે :-

- જો નમાઝનો સમય આવી જાય અને પાણી ત્યાંથી ૧ કિ.મી. અને ૬૧૦ મીટર દૂર હોય,
- અથવા પાણી નજીક હોય, પરંતુ પાણી લેવાની કોઈ શકલ ન હોય. દા.ત., પાણી માટે જવાથી દુશ્મનના તરફથી જાન-માલનો ખતરો હોય.

(૨) પાણી હોવા છતાં નીચેના સંજોગોમાં તયમ્મુમ કરવું જાઈઝ છે :-

- જો પાણીનો ઉપયોગ કરે તો જાનને કે શરીરના કોઈ અંગ-ઉપાંગને નુકસાન થવાનો અંદેશો હોય,
- જો બીમારી વધી જવાનો કે લંબાઈ જવાનો અંદેશો હોય,
- જો પોતે વુઝૂ કરવાથી મા'ઝૂર હોય અને વુઝૂ કરાવી શકે એવો કોઈ માણસ હાજર ન હોય,
- જો વુઝૂ કરે તે દરમિયાન સફરનો સાથી અથવા સવારી છૂટવાનો ભય હોય,
- જો સફર લાંબો હોય, પાણી ઓછું હોય અને આગળ મળવું મુશ્કેલ હોય એટલે પાણીથી વુઝૂ કરે તો રસ્તામાં પીવા માટે કે કુદરતી હાજત માટે મુશ્કેલી થવાનો સંભવ હોય,
- સ્ટેશન પર પાણી હોય, પરંતુ ગિરદીના કારણે કે ટ્રેઈન ઓછો સમય થોભતી હોવાના કારણે પાણી મેળવી ન શકે.

## ૮૭ સ્ટેશન પર અને ટ્રેઈનમાં તયમ્મુમ વિશે

(૧)

નમાઝનો સમય થઈ ગયો હોય અને ટ્રેઈનમાં પાણી મળતું ન હોય, પરંતુ સમયની અંદર પાણી મળવાની ઉમ્મીદ હોય તો મુસ્તહબ આ છે કે નમાઝ મોડેથી પઢે. જો મુસ્તહબ સમય સુધી પાણી મળી જાય તો વુઝૂ કરીને નમાઝ અદા કરે અને જો સમય થતાં જ પઢવા ચાહે છે તો તયમ્મુમની ઈજાઝત છે આ શરતે કે ટ્રેઈન પોતાના થોભવાના સ્ટેશનથી કમથી કમ એક કિ.મી., ૬૧૦ મીટર દૂર હોય. જો એનાથી નજીક હોય તો તયમ્મુમની ઈજાઝત નથી.

(૨)

જો ટ્રેઈન સ્ટેશન પર થોભે તો પાણીની શક્ય એટલી તલાશ કરવા પહેલાં તયમ્મુમ કરવું જાઈઝ નથી.

(૩)

ટ્રેઈન થોભી, પાણી સ્ટેશન પર મૌજૂદ છે, પરંતુ અંદેશો છે કે જો પાણી લેવા જશે તો સામાનની ચોરી થઈ જશે અને સામાન એટલો વધારે છે કે સાથે લઈ જવો પણ શક્ય નથી, ઉપરાંત પૈસા વગેરે આપીને પાણી મંગાવવું શક્ય નથી તો તયમ્મુમ કરવું જાઈઝ છે.

(૪)

ટ્રેઈન જો એક માઈલ કરતાં ઓછા અંતરે હોય અને કવી ઉમ્મીદ (પ્રબળ આશા) હોય કે ત્યાં પહોંચવાથી પાણી મળી જશે, પરંતુ ખતરો આ છે કે ત્યાં પહોંચતા સુધી નમાઝ કઝા થઈ જશે તો પણ તયમ્મુમ કરવું જાઈઝ નથી, બલકે ત્યાં પહોંચીને બાવુઝૂ નમાઝ પઢવાની રહેશે. ભલે, કઝા કેમ ન થઈ જાય.

(૫)

સ્ટેશન પર પાણી મળવાની અને ટ્રેઈન સમયની અંદર પહોંચી જવાની કવી ઉમ્મીદ (પ્રબળ આશા) છે, પરંતુ ટ્રેઈન હજુ એક માઈલ કરતાં વધારે દૂર છે તો તયમ્મુમ કરીને નમાઝ પઢી શકે છે, પરંતુ બેહતર આ જ છે કે ત્યાં પહોંચીને નમાઝ બાવુઝૂ પઢે.

(૬)

તયમ્મુમ કરીને નમાઝ પઢતો હોય ત્યારે ટ્રેઈન સ્ટેશનથી એક માઈલ કરતાં ઓછા અંતરે આવી ગઈ તો હવે નમાઝ બાતિલ થઈ જશે આ શરતે કે સ્ટેશન પર પાણી મળી શકતું હોય.

('કબીરી' ૬૪, 'દુર્રે મુખ્તાર' ૧/૧૭૨, 'શામી' ૧/૧૭૧, 'બદાઈઅ' ૧/૫૭, 'મુઅલ્લિમુલ હુજ્જાજ' ૪૭)

## ૮૮ ગુસલ અને વુઝૂ માટે પાણી ખરીદવા વિશે

જો પાણી કિંમત ચૂકવવાથી મળતું હોય અને મુસાફિરની પાસે એટલો માલ (નાણા) છે કે પાણી ખરીદવાના કારણે તેની સફરની જરૂરતોમાં મુશ્કેલી ન થશે તો આ સૂરત (સંજોગ)માં પાણી ખરીદવું વાજિબ છે, આ શર્તે કે એટલી જ કિંમતમાં વેચાતું હોય જે કિંમત આ વિસ્તારમાં સામાન્ય રીતે હોય છે અને જો એની જરૂરત અને મજબૂરીથી ફાયદો ઉઠાવીને ઘણી વધારે કિંમત માંગે તો ખરીદવું જરૂરી નથી. ('આલમગીરી' ૧/૨૯)

## ૮૯ સુન્નત પ્રમાણે વુઝૂ ન થઈ શકે એટલું ઓછું પાણી હોય તો ?

જો મુસાફિરની પાસે માત્ર એટલું પાણી હોય કે વુઝૂના અગાને એક-એક વખત ધોવું શક્ય હોય તો પણ વુઝૂ કરવું જરૂરી છે. જો પ્રથમ તયમ્મુમ કર્યું હતું તો એટલા પાણી પર કુદરત હોવા પર તયમ્મુમ બાતિલ થઈ જશે. ('આલમગીરી' ૩૦)

## ૯૦ વુઝૂ અને ઈસ્તિન્જાની હાજત હોય, પરંતુ પાણી બે પૈકી એક માટે જ કાફી હોય તો ?

મુસાફિરના શરીર કે કપડાં પર અથવા બંને પર નજાસત

(ગંદકી) લાગેલી છે અને પાણી એટલું ઓછું છે કે એનાથી કયાં તો નજાસત દૂર થઈ શકે અથવા માત્ર વુઝૂ કરી શકે તો આ સૂરત (સંજોગ)માં નજાસતને ધોવું જરૂરી છે અને જો કઝાએ હાજત (કુદરતી હાજત)ની જરૂરત હોય તો પાણીની જગાએ ઢેલાં (માટીના ઢેફાં)નો ઉપયોગ કરે અને પાણીથી વુઝૂ કરે. ('બદાઈઅ' ૧/૫૭)

## ૬૧ પાણી ન મળવાથી તયમ્મુમ કર્યું અને પછી પાણી મળી ગયું તો ?

મુસાફિરને પ્રબળ ધારણા હતી કે પાણી મળવું મુશ્કેલ છે. તેણે તયમ્મુમ કરીને નમાઝ અદા કરી લીધી તો તેની ત્રણ સૂરતો થશે :

(૧)

તયમ્મુમ કર્યું, પરંતુ નમાઝ શરૂ કરવાથી પહેલાં પાણી મળી ગયું અથવા ટ્રેઈન સ્ટેશનની નજીક પહોંચી ગઈ જ્યાં યકીની તૌર પર પાણી મળી જશે તો તયમ્મુમ બાતિલ (રદ) થઈ જશે.

(૨)

તયમ્મુમ કરીને નમાઝ શરૂ કરી ચૂકયો હતો કે દરમિયાનમાં જ પાણી મળી ગયું તો નમાઝ બાતિલ (રદ) થઈ જશે એટલે વુઝૂ કરીને ફરી પાછી નમાઝ પઢવી પડશે.

(૩)

નમાઝથી ફારિગ થઈ ગયો અને પછી પાણી મળ્યું અથવા ટ્રેઈન સ્ટેશનથી નજીક પહોંચી ગઈ તો ભલે સમય બાકી હોય તો પણ ન તો વુઝૂ કરવાની જરૂરત છે કે ન નમાઝને લોટાવવાની (ફરી પાછી પઢવાની) જરૂરત છે. ('બદાઈઅ' ૧/૫૭)

## ૬૨ ટ્રેઈનના સંડાસના પાણીનો હુકમ

ટ્રેઈનના સંડાસમાં જે પાણી હોય છે તેનાથી વુઝૂ કરવામાં કેટલાક માણસોને સ્વભાવગત કરાહત (અણગમો) થાય છે, જો કે એ પાણી પાક છે. એટલે સ્વભાવગત કરાહતને કારણે એ પાણી પર શંકા ન કરે. એ પાણી જો હોય તો તયમ્મુમ કરવું દુરુસ્ત નથી.

('ફતાવા મહમૂદિય્યહ' ૨/૨૫)

## ૬૩ ટ્રેઈનમાં પાણી છે, પરંતુ પાણી નથી એવું સમજીને તયમ્મુમ કરી લીધું તો?

જો ટ્રેઈનમાં પાણી મૌજૂદ છે, પરંતુ પાણી નથી એમ સમજીને તયમ્મુમ કર્યું અને નમાઝ અદા કરી તે પછી જાણ થઈ કે પાણી છે તો આ સૂરતમાં નમાઝ દોહરાવવી પડશે. ભલે, સમય બાકી હોય કે નીકળી ગયો હોય.

## ૯૪ પાણી નજીક છે, પરંતુ પાણી લેવામાં નમાઝ કઝા થઈ જશે તો ?

પાણી નજીક છે, પરંતુ વખત તંગ (ઓછો) છે. જો પાણી લેવા જશે અને વુઝૂ કરશે તો નમાઝનો વખત નીકળી જશે અને નમાઝ કઝા થઈ જશે તો આ સૂરત (સંજોગ)માં તયમ્મુમની ઈજાઝત ન મળશે. ભલે, નમાઝ કઝા થઈ જાય. ('બદાઈઅ' ૧/૫૫)

## ૯૫ એ મુસાફિર જેને ન પાણી મળે કે ન માટી મળે તો શું કરે ?

મુસાફિર કોઈ એવી જગાએ પહોંચ્યો કે ન તો ત્યાં પાણી છે અને ન જ માટી છે. દા.ત., વિમાન હોય અથવા નાપાક જગા પર કેદ હોય અથવા ટ્રેઈનમાં હોય, પરંતુ તેમાં ન પાણી હોય કે ન તયમ્મુમ કરવા માટે કોઈ સૂરત હોય અને નમાઝનો વખત નીકળતા પહેલાં પાણી કે માટી મળવાની કોઈ ઉમ્મીદ પણ નથી તો આ સૂરત (સંજોગ)માં 'તશબ્બુહ બિલ મુસલ્લી' કરે અર્થાત માત્ર નમાઝનું સ્વરૂપ બનાવે, એમાં કિરાઅત વિગેરે ન કરે અને બાદમાં કઝા કરે.

('દુર્રે મુખ્તાર' ૧/૧૫૮)

## ૯૬ ટ્રેઈનની સીટ અને દીવાલ પર તયમ્મુમનો જવાઝ

તયમ્મુમ તે જ ચીઝો પર જાઈઝ છે જે સળગાવવાથી ન સળગે અને પીગળાવવાથી ન પીગળે. દા.ત., માટી, રેતી વિગેરે. એટલે જો ટ્રેઈનની દીવાલ પર કે સીટ પર એટલાં ધૂળ-માટી હોય કે હાથ મારવાથી હાથમાં લાગી જાય તો તેના પર તયમ્મુમ દુરુસ્ત છે અને જો હાથમાં ન લાગે તો તયમ્મુમ દુરુસ્ત નથી.

('આલમગીરી' ૧/૨૬)

## ૯૭ કાગળથી ઈસ્તિન્જા

કાગળ ઈલ્મ મેળવવા માટેનું એક સાધન છે એટલે ભલે તે સફેદ (કોરું) હોય કે કંઈક લખેલું હોય તો પણ તેનો એહતિરામ (આદર) કરવો લાઝિમ છે. એનાથી નજાસત (ગંદકી) સાફ કરવું બેહુરમતિ (અનાદર) થવાના કારણે મકરૂહે તહરીમી છે. અલબત્ત, તે શોષક કાગળ જે માત્ર ઈસ્તિન્જાના જ હેતુથી બનાવવામાં આવે છે, લખવાના કામમાં નથી આવતો, જેને ટીસ્યુ પેપર કહે છે, તે હકીકતમાં કાગળ નથી, તેનાથી ઈસ્તિન્જા કરવું જાઈઝ છે.

('શામી' ૧/૨૫૦, 'હાશિયહ ઈમ્દાદુલ ફતાવા' ૧/૧૪૦)

## ૯૮ મુસાફિરોને ગુસલના બદલે તયમ્મુમની ઈજાઝત કયારે છે ?

નમાઝનો વખત થઈ ગયો છે અને મુસાફિર પર ગુસલ ફર્ઝ છે જો કે તે સ્થળથી એક કિ.મી., ૬૧૦ મીટર દૂર સુધી પાણી મવજૂદ નથી અથવા પાણી મવજૂદ છે, પરંતુ એટલી ઠંડી છે કે ગુસલ કરવાથી તબિયત ખરાબ થઈ જશે એવી પ્રબળ ધારણા છે અથવા બીમારીમાં વધારો થઈ જશે અને ગરમ પાણી મળવું પણ મુશ્કેલ છે તો આ સૂરતો (સંજોગો)માં તયમ્મુમની ઈજાઝત છે અને આ ત્યાં સુધી જ રહેશે જ્યાં સુધી કે ઉઝર બાકી હોય, એના બાદ (ઈજાઝત) નથી. ('શામી' ૧/૧૭૨)

## ૯૯ પાણી ઓછું હોય અને ગુસલની હાજત હોય તો ?

મુસાફિરને જનાબત (ફર્ઝ ગુસલ) લાગુ થયું છે, પરંતુ પાણી એટલું ઓછું છે કે ગુસલ નથી થઈ શકતું અથવા પાણી તો છે, પરંતુ સફરના સાથીઓને પીવામાં અને ઈસ્તિન્જામાં મુશ્કેલી થશે તો આ સૂરત (સંજોગ)માં ગુસલના બદલે તયમ્મુમની ઈજાઝત છે.

('બદાઈઅ' ૧/૫૧)

## ૧૦૦ ફર્ઝ ગુસલના બદલે તયમ્મુમ કરનારને વુઝૂ જેટલું જ પાણી મળે તો શું કરે ?

મુસાફિરને પૂરતું પાણી ન મળવાના કારણે, તેણે ફર્ઝ ગુસલના બદલે તયમ્મુમ કર્યુ, જો કે તેની પાસે વુઝૂ જેટલું પાણી મવજૂદ છે તો ગુસલના તયમ્મુમ કરવા બાદ જ્યારે કોઈ હદસ (વુઝૂ તોડનારી બાબત) લાગુ પડશે ત્યારે તે તયમ્મુમ નથી કરી શકતો, બલકે જ્યાં સુધી વુઝૂના માટે પાણી મળતું રહે, વુઝૂ કરવું જરૂરી છે અને જ્યારે ગુસલના જેટલું પાણી મળી જશે ત્યારે ગુસલ માટે કરેલું તયમ્મુમ પણ બાતિલ (રદ) થઈ જશે અને વુઝૂ પણ આપોઆપ બાતિલ થઈ જશે. ('બદાઈઅ' ૧/૫૧)

## ૧૦૧ ટ્રેઈનમાં ગુસલ ફર્ઝ થાય તો શું કરે ?

- મુસાફિરને જો ટ્રેઈનમાં જનાબત (વીર્ય સ્ખલન થવાથી ફર્ઝ ગુસલ) લાગુ થઈ જાય અને ટ્રેઈનના સંડાસમાં જો એટલું પાણી મવજૂદ હોય કે તેનાથી ગુસલ થઈ શકે તો ગુસલ કરવું જરૂરી છે.
- જો ટ્રેઈનમાં ગુસલ જેટલું પાણી ન હોય, પરંતુ તેને યકીન હોય કે નમાઝના વખતની અંદર ટ્રેઈન સ્ટેશન પર પહોંચી

જશે અને ત્યાં પાણી મળી જશે તથા ટ્રેઈન ત્યાં એટલો સમય રોકાશે કે પોતે ગુસલ કરી લેશે તો ટ્રેઈનમાં તયમ્મુમ ન કરવું જોઈએ. (પ્લેટફોર્મ ઉપર ગુસલ કરવામાં શરમ લાગવી એ ઉઝર સ્વીકાર્ય નથી.)

- છતાં જો ટ્રેઈનમાં તયમ્મુમ કરી લેશે તો તયમ્મુમ અને તેના બાદ પઢેલી નમાઝ સહીહ થવા માટે નીચેની બે શરતો છે :

(૧) ગુસલ જેટલું પાણી ટ્રેઈનના કોઈ પણ એવા ડબ્બામાં ન હોય કે જ્યાં જવું શક્ય છે.

(૨) નમાઝથી ફારિગ થાય ત્યાં સુધી, આગામી સ્ટેશન જ્યાં ટ્રેઈન થોભનાર હોય અને પાણી મળવાની શક્યતા હોય, એક કિ.મી. અને ૬૧૦ મીટર કે તેનાથી વધારે દૂર હોય.

('આપકે મસાઈલ ઔર ઉનકા હલ' ૨/૫૩)

## મોઝહ પર મસહનું બયાન

### ૧૦૨ ક્યા પ્રકારના મોઝહ હોવા જોઈએ ?

મોઝહ ચામડાના હોય કે સુતરાઉ હોય, પરંતુ એટલા જાડા અને ઘટ્ટ હોય કે તેમાં પાણી ગળી ન શકે અને ત્રણ માઈલ સુધી

ચંપલ પહેર્યા વગર ચાલવું શક્ય હોય કે તે ફાટે નહિ તો આ પ્રકારના મોઝહ પર મસહ કરવું જાઈઝ છે. સામાન્ય પ્રકારના સુતરાઉ, ઊની કે નાયલોનના મોઝહ પર મસહ દુરુસ્ત નથી.

('બદાઈઅ' ૧/૧૦)

## ૧૦૩ મસહના માટે બુનિયાદી શર્ત

મુકીમ હોય કે મુસાફિર, મોઝહ પર મસહ કરવું ત્યારે જાઈઝ છે જ્યારે :-

(૧) મોઝહ તહારત (વુઝૂ)ની હાલતમાં પહેર્યા હોય.

(૨) પગની ત્રણ નાની આંગળીઓ જેટલાં ફાટેલાં ન હોય.

(૩) વુઝૂના માટે મસહ કરી શકાય છે, ગુસલમાં મસહ કરવું દુરુસ્ત નથી. અલબત્ત, જો જનાબતના ગુસલના માટે તયમ્મુમ કર્યું અને બાદમાં વુઝૂ કર્યું તો હવે મસહ કરવું જાઈઝ થશે.

(૪) પગમાંથી એક મોઝહ પણ નીકળી જશે અથવા મસહની મુદ્દત (ત્રણ દિવસ, ત્રણ રાત) પૂરી થઈ જશે તો આ સૂરતમાં મસહ બાતિલ થઈ જશે.

જ્યારે મુદ્દત પૂરી થાય ત્યારે જો વુઝૂ બાકી હોય તો વુઝૂ ફરીથી કરવું જરૂરી નથી, બલકે મોઝહ કાઢીને માત્ર પગ ધોઈ લેવા કાફી છે. ('બદાઈઅ' ૧/૯, 'આલમગીરી' ૧/૩૩)

## ૧૦૪ મુસાફિરના માટે મોઝહ પર મસહની મુદ્દત

મુસાફિર બંને (પગના) મોઝહ પર ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી મસહ કરી શકે છે, એના પછી નહિ. ('તિરમિઝી')

ત્રણ દિવસ અને ત્રણ રાતની શરૂઆત ત્યારથી થાય છે જ્યારે મોઝહ પહેર્યા બાદ વુઝૂ તૂટી જાય. દા.ત., ઝોહરના વખતે વુઝૂ કરીને મોઝહ પહેર્યા અને અસરના વખતે વુઝૂ તૂટયું તો ત્યારથી મસહની મુદ્દતની શરૂઆત થશે. ('આલમગીરી' ૧/૩૩)

## ૧૦૫ મસહની રીત શું છે ?

મસહ કરવાની રીત આ છે કે હાથની આંગળીઓને (પાણીથી) તર (ભીની) કરીને આગળની તરફ (મોઝહ પર) મૂકે, પછી તેને ખેંચીને ઘૂંટીઓ તરફ લઈ જાય.

## ૧૦૬ મસહની મુદ્દત દરમિયાન સફર અથવા ઈકામત કરે તો શું હુકમ છે ?

મુસાફિરે મોઝહ પહેરેલા હતા, એ જ હાલતમાં તેણે પંદર દિવસ કોઈ મુકામ પર થોભવાની નિય્યત કરી લીધી અથવા પોતાના વતન આવી ગયો તો તે મુસાફિરના મસહનો શું હુકમ છે ?

(૧) જે વખતે મુકીમ થયો, જો તે વખતે મસહની મુદ્દત પૂરી થઈ ગઈ તો મોઝહ કાઢવું જરૂરી છે.

(૨) જો ત્રણ દિવસ અને ત્રણ રાત પૂરા નથી થયાં, પરંતુ એક રાત અને (એક) દિવસ કરતાં વધારે થઈ ગયાં છે તો આ સૂરત (સંજોગ)માં પણ મોઝહ કાઢવા જરૂરી થશે.

(૩) જો મુસાફિર એવા સમયે મુકીમ થયો કે મસહની મુદ્દત એક દિવસ અને એક રાત નથી થઈ તો એક દિવસ એક રાત સુધી મસહ કરી શકે છે. ('બદાઈઅ' ૧/૯)

(૪) મુકીમે ત્યારે સફર શરૂ કર્યો જ્યારે મસહની મુદ્દત એક દિવસ પૂરી થઈ ગઈ તો મોઝહ કાઢીને પગ ધોવા પડશે, પરંતુ ઈકામતની મુદ્દત પૂરી નથી થઈ, બલકે એનાથી પહેલાં સફર શરૂ કર્યો તો મોઝહ પહેરવા બાદ હદસ લાગુ થશે (વુઝૂ તૂટી જશે) ત્યારથી મુસાફિરના માટે મસહની મુદ્દત શરૂ થશે. ('બદાઈઅ' ૧/૩૩)

# અઝાન અને ઈકામતનું બયાન

## ૧૦૭ સફરમાં અઝાન અને ઈકામતનો હુકમ

(૧) અનેક મુસાફિર જો ટ્રેઈન, સ્ટેશન વિગેરે પર નમાઝ બાજમાઅત

અદા કરતા હોય તો અઝાન અને ઈકામતની સાથે જમાઅત કરવી મુસ્તહબ છે, આ શરતે કે તે સ્થળે અઝાન પર પાબંદી (પ્રતિબંધ) ન હોય અથવા ફિત્નો કે ફસાદ અને હસી-મઝાક થવાનો અંદેશો ન હોય.

(૨) કોઈ પણ ઉઝ્ર વગર માત્ર ઈકામત પર અમલ કરશે તો પણ કરાહત વગર દુરુસ્ત છે, પરંતુ કોઈ ઉઝ્ર વગર અઝાન અને ઈકામત બંનેને છોડી દેવું બેહતર નથી.('શામી' ૧/૨૯૦)

(૩) મુસાફિર હોય કે મુકીમ, જે શખ્સ આકિલ હોય તે અઝાન અને ઈકામત કહી શકે છે. ('શામી' ૧/૨૮૯)

(૪) સફરમાં બેસીને અઝાન આપશે તો પણ સહીહ થઈ જશે. બેસીને ઈકામત કહેવું મકરૂહ છે. ('મરાકી' ૧૧૮)

## વખતનું બયાન

### ૧૦૮ ઉતાવળ હોય તો એક મિસ્લ પછી અસર પઢી શકે છે

ટ્રેઈન, બસ વિગેરેથી સફરની વ્યવસ્થા એવી હોય કે જો અસરની નમાઝ ઈમામ અબૂ હનીફહ (રહમતુલ્લાહિ અલયહ)ના

મસ્લક પ્રમાણે અદા કરવાના માટે બે મિસ્લ પડછાયાનો ઈન્તિઝાર કરવામાં આવે તો સંભવ છે કે સવારી છૂટી જાય ઉપરાંત સફર દરમિયાન એટલો વખત અને એવો મોકો મળવો મુશ્કેલ હોય કે બે મિસ્લ પછી નમાઝ અદા કરી શકાય, બલકે નમાઝના ફૌત (કઝા) થઈ જવાનો ખતરો હોય તો એવી સૂરતમાં એક મિસ્લ પછી સાહિબૈન [હઝરત ઈમામ મુહમ્મદ (રહ.) અને હઝરત ઈમામ અબૂ યૂસુફ (રહ.)]ના કૌલ પ્રમાણે અસરની નમાઝ અદા કરી શકે છે.

('શામી' ૧/૨૬૪)

## ૧૦૯ સફરમાં ઝોહર અને અસર એક વખતમાં પઢવી જાઈઝ નથી

મુસાફિર સહૂલતના માટે ઝોહર અને અસર બંને એક વખતમાં જ પઢવા ચાહે તો પઢવી જાઈઝ નથી. એટલે ઝોહરના વખતે મિસ્લે અવ્વલ પહેલાં જો અસર પઢી લેશે તો અસર અદા ન થશે અને ઈરાદા પૂર્વક ઝોહરને અસર સુધી મોડું કરીને (ઝોહર અને અસર) એક સાથે પઢશે તો ઝોહર કઝા તરીકે અદા તો થશે, પરંતુ ગુનેહગાર થશે. એ જ પ્રમાણે દરેક નમાઝનો હુકમ છે.

('દુર્રે મુખ્તાર' ૧/૨૮૧)

## ૧૧૦ શાફઈ મસ્લક પ્રમાણે બે નમાઝ એક વખતમાં ક્યારે પઢી શકાય ?

સફરનું આયોજન અથવા મુસાફિરના સંજોગો એવા હોય કે કોઈ એક જ વખતમાં નમાઝ પઢવી શક્ય હોય, જેમકે :

- ઝોહર બાદથી મગરિબ સુધી એટલો વખત અને એટલો મોકો મળવો મુશ્કેલ છે કે સફર દરમિયાન તહારત હાસિલ કર્યા પછી અસરની નમાઝ વખતની અંદર બધી શરતો પૂરી થાય એ રીતે પઢી શકાય અથવા
- એ જ પ્રમાણે મગરિબનો સમય થઈ ગયો, પરંતુ તે વખતે પઢવી કોઈ રીતે શક્ય નથી.

તો હઝરત ઈમામ શાફઈ (રહ.)ના મસ્લક પ્રમાણે :

મગરિબને ઈશા સુધી મોડું કરવાની,
એ જ પ્રમાણે અસરને ઝોહરના વખતે પઢવાની,

ગુંજાઈશ નીકળી શકે છે, પરંતુ શર્ત આ છે કે હઝરત ઈમામ શાફઈ (રહમતુલ્લાહિ અલયહ)ને ત્યાં બે નમાઝોને ભેગી કરવાની તેમજ નમાઝ સહીહ થવાની જે શરતો છે તે બધી શરતો પૂરી કરે.

દા.ત., હઝરત ઈમામ શાફઈ (રહ.)ની નઝદીક બે નમાઝોને એક સાથે પઢવાનો જવાઝ માત્ર બે નમાઝોમાં છે.

(૧) ઝોહરને અસરની સાથે (૨) મગરિબને ઈશાની સાથે

આ સિવાય બે નમાઝોને ભેગી કરવાની બીજી કોઈ શકલ જાઈઝ નથી.

આ બંને નમાઝોને એક સાથે પઢવાની બે શકલો છે.

(૧) જમ્એ તકદીમ (૨) જમ્એ તાખીર

જમ્એ તકદીમનો મતલબ આ છે કે :

- ઝોહરના વખતે ઝોહરની સાથે અસર પઢી લે અને
- મગરિબના વખતે મગરિબ સાથે ઈશા પઢી લે.

જમ્એ તાખીરનો મતલબ આ છે કે :

- ઝોહરમાં મોડું કરીને અસરના વખતે (બંને એક સાથે) પઢવામાં આવે.
- મગરિબને ઈશા વખતે પઢવામાં આવે.

જમ્એ તાખીરના સહીહ હોવાની શર્ત આ છે કે પહેલી નમાઝનો વખત ગુઝરવાથી પહેલાં જમ્અની નિય્યત કરી લે.

અને જમ્એ તકદીમના સહીહ થવા માટે ત્રણ શર્તોની પાબંદી કરવી પડશે :

(૧) વખત પરની નમાઝ પ્રથમ પઢે.

(૨) આ નમાઝથી ફારિગ થવા પહેલાં તે પછીની નમાઝની નિય્યત હોવી જોઈએ.

(૩) બંને નમાઝો દરમિયાન વધારે ફાસલો (અંતર) હોવું ન જોઈએ.

ઉપરાંત નફસે નમાઝની સિહતના માટે શાફિઈ મસ્લકમાં જે શર્તો છે, તેનું પણ ધ્યાન રાખવું પડશે. દા.ત.,

) મુકતદીએ પણ સૂરએ 'ફાતિહા' પઢવી.

) વુઝૂ કર્યા પછી પોતાની શર્મગાહને અથવા કોઈ મહરમ કે ગેર મહરમ ઔરતના બદનને કપડાં વગર સ્પર્શ થઈ જાય તો વુઝૂ ફરીથી કરવું.....

('શામી' ૨૮૨, 'કુબચલલ અઝાન દર્સે તિરમિઝી' ૧/૪૪૦)

## કિબ્લહનું બયાન

### ૧૧૧ શું સફરમાં કિબ્લહની દિશા જરૂરી નથી ?

) સફર ટ્રેઈન મારફતે હોય કે હવાઈ જહાઝ (વિમાન) મારફતે,

સ્ટીમર મારફતે હોય કે વહાણ મારફતે, કિબ્લહ રુખ થઈને નમાઝ પઢવું જરૂરી છે. જો ઈરાદા પૂર્વક કિબ્લહ રુખ થઈને નમાઝ નહિ પઢશે તો નમાઝ સહીહ ન થશે.

- જો કિબ્લહની દિશા ખબર ન હોય તો કોઈને પૂછીને જાણવું જરૂરી છે. તપાસ-પૂછપરછ કરવા વગર જો નમાઝ પઢી લેશે તો નમાઝ સહીહ ન થશે.
- જો કોઈ દિશા બતાવનારું ન હોય તો દિશાદર્શક, સૂરજ અથવા ચાંદ વિગેરેને જોઈને કિબ્લહની દિશા નકકી કરે.
- જો એ રીતે પણ શક્ય ન હોય તો ખૂબ સોચ-વિચાર કરે અને તે પછી જે તરફ કિબ્લહ હોવાનું દિલમાં પ્રતિત થાય, તે તરફ રુખ કરીને નમાઝ પઢે. આટલી કોશિશ પછી નમાઝ પઢી અને તે પછી જાણ થઈ કે ખરેખર કિબ્લહની દિશા આ ન હતી તો કોઈ વાંધો નથી.
- પરંતુ કિબ્લહની દિશા જાણવા વગર જે તરફ ઈચ્છા થઈ નમાઝ પઢી લીધી તો નમાઝ સહીહ ન થશે. અલબત્ત, (નમાઝથી) ફરાગત બાદ એ જ તરફ કિબ્લહ હોવાની સંપૂર્ણ ખાતરી થઈ જશે તો નમાઝ થઈ જશે.
- એ જ પ્રમાણે કિબ્લહ જાણવાનો કોઈ ઝરીયો હતો તેમ

છતાં તેની અવગણના કરીને તર્હરી અર્થાત સોચ-વિચાર કરીને જ કિબ્લહની દિશા નક્કી કરી લીધી તો જો ખરેખર કિબ્લહ રુખ હતો તો નમાઝ થઈ ગઈ, નહિતર નમાઝ દોહરાવવી પડશે. ('બહર' ૧/૨૮૮)

- પરંતુ જો ટ્રેઈન વિગેરેમાં એટલી ભીડ અને ગિરદી હોય કે રુકૂઅ, સિજદહ કરવું શક્ય ન હોય અને ટ્રેઈનમાંથી ઉતરીને બહાર નમાઝ પઢવું મુશ્કેલ હોય તો આ સૂરત (સંજોગ)માં દુશ્વારીના કારણે, કિબ્લહ તરફ રુખ કરવા વગર અને કિયામ કરવા વગર નમાઝ અદા કરી લે.

- પરંતુ બાદમાં જ્યારે આ ચીઝો પર કુદરત થઈ જાય ત્યારે ઈઆદહ કરવું (લોટાવવું) જરૂરી થશે.

- હઝરત મુફતીએ આ'ઝમ મહમૂદ હસન સાહબ (રહમતુલ્લાહિ અલયહ) 'ફતાવા મહમૂદિય્યહ' ૨/૧૨૦ માં લખે છે કે,

'જો ઊભા રહેવાની જગા નથી તો બેસીને પઢે કે કઝા ન થાય, પછી જગા મળે ત્યારે ઊભા રહીને ઈઆદહ કરે (લોટાવે).'

## ૧૧૨ નમાઝ દરમિયાન ટ્રેઈન કે બસ કિબ્લહ તરફથી ફરી જાય તો શું કરે ?

સફર દરમિયાન સવારી પર નમાઝ પઢતો હોય ત્યારે સવારી કિબ્લહ તરફથી ફરી જાય અને તેને (નમાઝીને) નમાઝ દરમિયાન એહસાસ થઈ જાય ત્યારે તરત કિબ્લહની તરફ ફરી જાય. જો ફરવું શક્ય ન હોય અથવા ઈરાદા પૂર્વક ન ફરશે તો ફરી પાછી નમાઝ પઢવી પડશે. અલબત્ત, જો નમાઝથી ફરાગત બાદ જાણ થઈ તો ઈઆદહ (લોટાવવાની) જરૂરત નથી. નમાઝ સહીહ થઈ ગઈ.

એ જ પ્રમાણે ટ્રેઈન સંપૂર્ણ રીતે (કિબ્લહની દિશાથી) ફરે નહિ, બલકે મામૂલી ફર્ક પડે તો નમાઝ થઈ જશે.

('શામી' ૧/૩૧૪, 'દર્સે તિરમિઝી' ૧/૧૮૯)

# નમાઝનું બયાન

## ૧૧૩ કઈ નમાઝોમાં કસર કરી શકે છે ?

- ઝોહર, અસર અને ઈશામાં કસર કરવું વાજિબ છે.
- ફજર, મગરિબ અને વિત્રમાં કસર કરવું જાઈઝ નથી.

## ૧૧૪ સફરમાં વિત્ર, સુન્નત, તરાવીહ અને નફલનો હુકમ

- વાજિબ, સુન્નત અને નફલ નમાઝમાં કસર કરવું જાઈઝ નથી.
- વિત્રની નમાઝ વાજિબ છે. એને છોડવું જાઈઝ નથી.
- સફર દરમિયાન સુન્નત નમાઝની તાકીદ બાકી નથી રહેતી, બલકે માફ થઈ જાય છે, પરંતુ અફઝલ એ જ છે કે જો કયાંક થોભેલો હોય અથવા સફરમાં મોકો અને સહૂલત હોય તેમજ ઉતાવળ ન હોય અને સાથીઓ કે સવારીના છૂટી જવાનો અંદેશો પણ ન હોય તથા સાથીઓને ઈન્તિઝાર પણ ન હોય તો સુન્નતે મુઅક્કદહનો એહતિમામ કરે. ખાસ કરીને ફજર અને મગરિબની સુન્નતની શકય એટલી પાબંદી કરવાની ઘણી તાકીદ આવી છે.
- સુન્નતોમાં કસર કરશે તો તે નફલ થઈ જશે.

('દુર્રે મુખ્તાર' ૧/૫૮૫)

- મુસાફિરને જો તરાવીહ પઢવામાં કોઈ પ્રકારની તકલીફ ન હોય તો તરાવીહ પઢવું અફઝલ છે.

('શામી' ૧/૫૮૫)

**૧૧૫ મુકીમ મુકતદી બાકીની રકા'તમાં કિર્અત, તસ્મીઅ અને તહમીદમાં શું કરે ?**

- ઈમામની ફરાગત બાદ જ્યારે મુકીમ મુકતદી પોતાની રકા'ત પૂરી કરે ત્યારે બંને રકા'તમાં કિર્અત પઢવા વગર થોડો વખત ચુપ ઊભો રહીને રુકૂઅમાં ચાલ્યો જાય. રુકૂઅથી ઊઠવા બાદ તસ્મીઅ (સમિઅલ્લાહુ લિમન હમીદહ) અને તહમીદ (રબ્બના લકલ હમ્દ) બંને પઢવું મુસ્તહબ છે. ('દુર્રે મુખ્તાર' ૧/૩૬૭)

**૧૧૬ નમાઝનો વખત શરૂ થઈ જાય પછી સફર શરૂ કરે તો કેટલી રકા'ત પઢે ?**

- નમાઝનો વખત થઈ ગયા પછી સફર શરૂ કરે તો ગામ કે શહેરની હદથી નીકળવા બાદ કસર કરે.
- જો મુકીમે (નમાઝના) વખતમાં નમાઝ નથી પઢી અને બિલકુલ આખરી વખતમાં સફર શરૂ કર્યો તો પણ કસર કરે, પૂરી પઢવી જાઈઝ ન થશે.

અલબત્ત, જો મકાનમાંથી નીકળી ગયો, પરંતુ વતનની હદમાંથી બહાર નીકળ્યો નથી ત્યારે નમાઝ પઢવા ચાહે તો પૂરી પઢવી પડશે, કસર કરવી દુરુસ્ત ન થશે. ('બઝ્ઝાઝિય્યહ' : ૧/૧૬૭)

## ૧૧૭ જે વખતમાં મુકીમ થાય તેમાં કેટલી રકા'ત પઢે ?

સફરની હાલતમાં નમાઝનો વખત થઈ ગયો. હજુ મુસાફિરે નમાઝ નથી પઢી કે વતન પહોંચી ગયો અથવા ઈકામતની નિય્યત કરી લીધી તો તેના માટે હવે કસર કરવું જાઈઝ ન થશે. નમાઝ પૂરી પઢવી પડશે. જો વતન પહોંચવાથી પહેલાં પઢી લીધી હતી તો લોટાવવી જરૂરી નથી.

('બઝ્ઝાઝિય્યહ' ૧/૧૬૭)

## ૧૧૮ સફરમાં કસર કરી અને તે પછી (નમાઝના) વખતની અંદર પાછો આવ્યો તો શું નમાઝ દોહરાવવી પડશે ?

કોઈ શખ્સે (નમાઝનો) વખત શરૂ થઈ જવા બાદ સફરની શરૂઆત કરી રસ્તામાં તેણે બે રકા'ત કસર પઢી. હજુ તે નમાઝનો વખત ખતમ નથી થયો કે સફર મુલતવી કરીને પાછો ઘરે પહોંચી ગયો તો તેણે જે કસર (નમાઝ) પઢી છે તેને દોહરાવવાની જરૂરત નથી. ('સિરાજિય્યહ' ૧૧)

**૧૧૯ કસર પઢીને વખતમાં મુકીમ થયો તે પછી જાણ થઈ કે નમાઝ સહીહ થઈ ન હતી તો ?**

મુસાફિરે રસ્તામાં કસર કરી. તે પછી (નમાઝના) વખતથી અંદર વતન પહોંચ્યા. ત્યાં પહોંચીને ખબર પડી કે નમાઝ ફાસિદ થઈ ગઈ હતી. તો આ સૂરત (સંજોગ)માં હવે ચાર રકા'ત પઢવી પડશે. અલબત્ત, ઘર પહોંચતી વખતે આ નમાઝનો વખત નીકળી ગયો હતો, તો બે જ (રકા'ત) પઢવી પડશે.

('શામી' ૧/૫૮૫)

**૧૨૦ મુસાફિરે ભૂલથી કે ઈરાદાપૂર્વક ચાર રકા'તની નિય્યત કરી તો કેટલી પઢે ?**

ફર્ઝ નમાઝની સિહતના માટે માત્ર નમાઝ (નો પ્રકાર) નક્કી કરવો જરૂરી અને કાફી છે. રકા'તની સંખ્યા નક્કી કરવી જરૂરી નથી. એટલે જો મુસાફિરે ચાર રકા'તની નિય્યત કરી તો એનો એ'તિબાર ન થશે, અને એના પર બે રકા'ત જ પઢવી જરૂરી થશે. એટલે જો ચાર રકા'તની નિય્યત કરી લીધી તો મનમાં ને મનમાં જ નિય્યત બદલી લે, પરંતુ મુખથી શબ્દો ન કહે.

('મબ્સૂત' ૧/૨૭૧, 'શામી' ૧/૫૮૩)

## ૧૨૧ મુસાફિરે ભૂલથી ચાર રકા'ત પઢી તો ?

મુસાફિર ભૂલથી કસર નહિ કરે, બલકે પૂરી પઢી લે તો એની બે શકલ થશે :

(૧) જો બે રકા'ત પછી તેણે પ્રથમ કાઈદહ નહિ કર્યો, બલકે ત્રીજી અથવા ચોથી રકા'ત પઢી લીધી તો તેની એ ફર્ઝ નમાઝ બાતિલ થઈ જશે. ફરીથી બે રકા'ત પઢવી પડશે. અલબત્ત, સિજદએ સહ્વ કરી લે તો પેલી ચાર રકા'ત નફલ થઈ જશે.

(૨) જો પ્રથમ કાઈદહ કર્યો હતો તો ફર્ઝ અદા થઈ ગઈ, પરંતુ છેલ્લા કાઈદહમાં સિજદએ સહ્વ વાજિબ થશે એટલે સિજદએ સહ્વ કરી લેવાની સૂરતમાં બે રકા'ત ફર્ઝ અને બે રકા'ત નફલ થશે અને જો સિજદએ સહ્વ ન કર્યો તો ઈઆદહ (લોટાવવું) વાજિબ થશે. ('શામી' ૧/૫૮૪)

## ૧૨૨ મુસાફિરે ઈરાદાપૂર્વક ચાર રકા'ત પઢી લીધી તો ?

કોઈ મુસાફિરે ઈરાદા પૂર્વક કસર નહિ કરી, બલકે પૂરી પઢી તો એને દોહરાવવી વાજિબ અને જરૂરી છે. છેલ્લા કાઈદહમાં

સિજદએ સહ્વ કરી લીધો હોય, તો પણ કાફી ન થશે, કારણ કે ઈરાદાપૂર્વકની સૂરતમાં સિજદએ સહ્વ કાફી નથી થતો.

('ફતાવા રહીમિય્યહ', ઉર્દૂ ૩/૫૧)

## ૧૨૩ જે નમાઝ દોહરાવવી વાજિબ હોય, તે ક્યારે દોહરાવી શકાય ?

જે નમાઝને દોહરાવવી વાજિબ હોય, તે નમાઝનો વખત બાકી હોય કે નીકળી ગયો હોય, બંને સૂરતો (સંજોગો)માં એને દોહરાવવી વાજિબ છે. વખત નીકળી જવા બાદ પણ જો દોહરાવી નહિ તો ગુનેહગાર થશે. ('શામી' ૧/૩૩૭, 'મરાકી' ૧૨૪)

## ૧૨૪ વતને અસલી અથવા વતને ઈકામત પહોંચીને પણ કસર કરતો રહ્યો તો ?

મુસાફિર સફરથી વતને અસલી અથવા વતને ઈકામત પહોંચવા છતાં ઈત્માામ (પૂરી નમાઝ પઢવાના) બદલે કસર કરતો રહ્યો અને એ દૌરાન તેણે ઈમામત પણ કરી તો એવા શખ્સે જેટલી પણ નમાઝ પઢી તેને દોહરાવવી વાજિબ છે. એ જ પ્રમાણે તે લોકો પર પણ દોહરાવવી વાજિબ છે જેમણે તેની ઈકતિદામાં નમાઝ અદા કરી છે. ('કબીરી' ૧/૫૩૯)

## ૧૨૫ ઓછું અંતર સમજીને પૂરી નમાઝ પઢતો રહ્યો તો શું હુકમ છે ?

૭૭ ૧/૪ (સવા સિત્તોતેર) કિ.મી. સફર છતાં એવું સમજીને કે કસરનું અંતર હજુ પૂરું નથી થયું, કસરના બદલે ઈત્માામ કરતો રહ્યો તો એવા શખ્સની દરેક તે નમાઝ સહીહ થશે, જેમાં પ્રથમ કાઈદહ કર્યો હોય અને જે નમાઝના પ્રથમ કાઈદહમાં ભૂલથી ન બેસી શકયો તો ભલે સિજદએ સહ્વ પણ કરી લીધો હોય તો પણ તેની તે નમાઝ ન થશે, કારણ કે પ્રથમ કાઈદહમાં બેસવું કસર નમાઝમાં ફર્ઝ છે અને ફર્ઝ છૂટી જવાથી નમાઝ બાતિલ થઈ જાય છે. એટલે તે નમાઝોને ફરી બીજી વખત પઢવી પડશે.

('શામી' : ૧/૫૭૭)

## ૧૨૬ શરઈ અંતર કરતાં ઓછા અંતરને શરઈ અંતર સમજીને કસર કરી તો શું હુકમ છે ?

શરઈ અંતર કરતાં પાંચ-દસ કિ.મી. ઓછા અંતરમાં જ કોઈ કસર કરવા લાગે તો તેની તે નમાઝ સહીહ ન થશે એટલે તે તમામ નમાઝોને દોહરાવવી પડશે, જેને કસરની સાથે અદા કરી છે.

('શામી' : ૧/૫૭૭)

**૧૨૭ શરઈ અંતર કરતાં બે-ત્રણ કિ.મી. ઓછું અંતર હતું અને કસર કરી તો નમાઝ થઈ ગઈ**

શરઈ અંતર પૂરું ન હતું, પરંતુ આ કમી મામૂલી દરજાની હતી, દા.ત., એક-બે કિ.મી. જેટલી અને મુસાફિરે કસર કરી તો આટલી મામૂલી કમી માફ છે. એટલે નમાઝ થઈ જશે, દોહરાવવાની જરૂરત નથી. ('કિતાબુલ ફિકહ' ૧/૪૭૩)

**૧૨૮ મગરિબ પઢીને વિમાનમાં બેઠો પછી સૂરજ ફરી દેખાયો તો શું કરે ?**

એક શખ્સે મગરિબની નમાઝ અદા કરી અને જહાઝ (વિમાન) મારફતે અથવા રોકેટ મારફતે પશ્ચિમ દિશામાં એટલો ઝડપથી ગયો કે સૂરજ ફરી પાછો દેખાવા લાગ્યો અને ત્યાં તેની (નજર) સામે સૂરજ અસ્ત થયો તો હવે તેના પર ફરી પાછી મગરિબની નમાઝ પઢવી વાજિબ નથી. અલબત્ત, મુફતીએ આ'ઝમ હઝરત મુફતી મહમૂદ સાહબ (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે,

'સમયનો ઈહતિરામ (આદર) કરવા માટે અને મુસ્લિમોની સાથે મુવાફકત (અનુરૂપતા) કરવાના માટે તે પણ નમાઝ પઢે. જો કે તેનો ફરીઝહ અદા થઈ ગયો.' ('ફતાવા મહમૂદિય્યહ' ૧૩/૧૨૯)

## ૧૨૯ જે દેશમાં દિવસ મોટો કે નાનો હોય ત્યાં મુસાફિર નમાઝ કેવી રીતે પઢે ?

મુસાફિર તે દેશમાં જઈ પહોંચ્યો જ્યાં દિવસ અને રાતની લંબાઈ અસામાન્ય હોય છે, જેમકે : લીપ લેન્ડ, ટુન્ડ્રા, ગ્લાસ્ગો, સ્ટૂરનાવલે, સ્કોટલેન્ડ – જ્યાં ૨૨, ૨૩ કલાક અથવા ૨૪ કલાકનો દિવસ હોય છે, બલકે કેટલાક એવા પણ દેશો છે જ્યાં છ મહિના રાત અને છ મહિના સતત દિવસ રહે છે તો એ પ્રદેશોમાં પહોંચનારની નમાઝની શું શકલો છે ?

આ બાબતમાં તફસીલ આ છે કે :

- જો ત્યાં પાંચ નમાઝો તેના નકકી થયેલા વખતોમાં અદા કરવું શકય હોય તો દરેક નમાઝનો સમય આવવા પર નમાઝ અદા કરે. ભલે, એક નમાઝ અને બીજી નમાઝ વચ્ચે અહીંના એ'તિબારથી ઘણું (વધારે કે ઓછું) અંતર કેમ ન હોય.
- જો દિવસ એટલો લાંબો થતો હોય કે પાંચ નમાઝોનો સમય નથી આવતો, દા.ત., છ મહિનાનો દિવસ, તો સામાન્ય દિવસોમાં નમાઝો વચ્ચે સમયનું જે અંતર હોય છે તેનો અંદાઝો કરીને તેના પ્રમાણે મુસાફિર નમાઝ અદા કરે.

- જો એવો દેશ હોય કે થોડીક પળના માટે જ દૈનિક સૂરજ અસ્ત થતો હોય તો જો તેમાં મગરિબ, ઈશા અને ફજર પઢવી શક્ય હોય તો સમયના અદના (મામૂલી) અંતર પ્રમાણે દરેક નમાઝ અદા કરે.
- જો લાંબા દિવસવાળા દેશના રહેવાસી, પૂર્વના કોઈ એવા દેશમાં પહોંચે જ્યાંના દિવસો ઘણા નાના હોય છે તો જ્યાં પહોંચે ત્યાંના નક્કી થયેલા સમય પ્રમાણે નમાઝ અદા કરે.

('શામી' ૧/૨૬૮, 'અહસનુલ ફતાવા' ૧/૭૧)

## ૧૩૦ અરબસ્તાનથી ભારત આવનાર કે ભારતથી અરબસ્તાન જનારની ઈદની નમાઝ અને રોઝહના મસાઈલ

(૧) અરબસ્તાનમાં સામાન્ય રીતે ભારત કરતાં એક-બે દિવસ પહેલાં રોઝહ શરૂ થાય છે. ત્યાંથી કોઈ શખ્સ રમઝાનમાં ભારત આવ્યો. તેના ત્રીસ રોઝહ પૂરા થયા ત્યારે ભારતમાં હજુ અઠ્ઠાવીસ રોઝહ થયા છે. તેનો રમઝાનનો ફરીઝહ તો અદા થઈ ગયો છતાં મુસલમાનોની મુવાફકત અને રમઝાનના એહતિરામ માટે રોઝહ રાખવા જોઈએ. એ રોઝહ નફલ થશે. તે પછી અહીંના લોકો સાથે ઈદની નમાઝમાં શામિલ થાય.

(૨) અરબસ્તાનમાં પૂરા રોઝહ રાખીને, ઈદની નમાઝ પઢીને ભારત આવ્યો ત્યારે અહીં હજુ એક–બે રોઝહ બાકી છે તો તે પણ રોઝહ રાખે અને અહીંના લોકો સાથે ફરી પાછો ઈદમાં શામિલ થઈ જાય.

(૩) રમઝાન મહિનામાં કોઈ શખ્સ ભારતથી અરબસ્તાન ગયો. તેના હજુ ૨૮ (અઠ્ઠાવીસ) રોઝહ થયા છે જ્યારે ત્યાં ૩૦ (ત્રીસ) રોઝા થયા છે અને ઈદ છે. તો તેણે ત્યાંના લોકો સાથે ઈદ મનાવવી જોઈએ અને બાકીના રોઝહ બાદમાં કઝા કરી લેવા જોઈએ. ('આપકે મસાઈલ' ૩/૩૨૭)

## જમાઅતના મસાઈલ

### ૧૩૧ સફરમાં જમાઅત છોડવું દુરુસ્ત નથી

મુસાફિર કોઈ મુકામ પર રોકાયેલો હોય અને જમાઅતમાં શરીક થવાથી કોઈ પ્રકારનું કષ્ટ પડતું ન હોય તો જમાઅતમાં શિર્કત કરવું તેના માટે પણ સુન્નતે મુઅક્કદહ છે. ઉઝર વગર (જમાઅતમાં) શરીક ન થવાથી ગુનેહગાર થશે, પરંતુ જો જમાઅતમાં શિર્કત કરવાના કારણે સંભવ હોય કે સહપ્રવાસી છૂટા પડી જશે

અથવા સવારી રવાના થઈ જશે અને પરેશાની ઉઠાવવી પડશે તો (જમાઅતમાં) શિર્કત નહિ કરવામાં કંઈ વાંધો નથી. ('શામી' ૧/૪૧૧)

## ૧૩૨ શું મુસાફિરો મસ્જિદમાં બીજી જમાઅત કરી શકે ?

મુસાફિરોની જમાઅત કોઈ એવી મસ્જિદમાં પહોંચી કે જેમાં ઈમામ અને મુઅઝ્ઝિન નકકી થયેલા હોય અને બાકાઈદહ જમાઅત થઈ ચૂકી હોય તો તેમના માટે પણ બીજી જમાઅત (કરવું) દુરુસ્ત નથી, બલકે મકરૂહે તહરીમી છે. અલબત્ત, મસ્જિદના તે હિસ્સામાં, જે મસ્જિદથી ખારિજ (મૂળ મસ્જિદની સીમાથી બહાર) છે, તેમાં કરાહત વગર જમાઅત દુરુસ્ત છે.

અને જો એવી મસ્જિદમાં આ જમાઅત પહોંચી કે જ્યાં ઈમામ અને મુઅઝ્ઝિન નકકી થયેલા ન હોય તો એવી મસ્જિદમાં બીજી જમાઅત મકરૂહ નથી. ('શામી' ૧/૪૦૮)

# ઈમામતનું બયાન

## ૧૩૩ મુકીમની ઈમામત અફઝલ છે કે મુસાફિરની ?

મુકતદીઓમાં મુસાફિર અને મુકીમ બંને હોય તો બંનેમાંથી

દરેકની ઈમામત સહીહ છે, પરંતુ અફઝલ અને બેહતર આ છે કે મુકીમને ઈમામ બનાવવામાં આવે, કારણ કે મુસાફિરની ઈમામતથી નાવાકિફ (અજાણ) મુકતદીની નમાઝના ફાસિદ થઈ જવાનો સંભવ છે, પરંતુ જો મુસાફિર વધારે મુત્તકી-પરહેઝગાર હોય તો તેને ઈમામ બનાવવું બેહતર થશે. ('બહર' ૧/૩૪૮)

## ૧૩૪ ઈમામ મુકીમ હોય તો મુસાફિર કેટલી (રકા'ત) પઢે ?

) ઈમામ મુકીમ હોય અને મુકતદી મુસાફિર હોય તો મુકીમની ઈકતિદાના કારણે મુસાફિરે ચાર રકા'ત પઢવી ફર્ઝ થશે. ભલે, છેલ્લા કાઈદહમાં શરીક કેમ ન થાય. એટલે જો બે રકા'ત પર સલામ ફેરવી દીધી તો ફરી પાછી પઢવી પડશે.

) મુકતદી અને ઈમામ ચાર રકા'તવાળી નમાઝની કઝા કરી રહ્યા હોય તો મુસાફિર તેની ઈકતિદા નથી કરી શકતો.

('દુર્રે મુખ્તાર' ૧/૫૮૪)

## ૧૩૫ મુસાફિર ઈમામને મુકીમ સમજીને ચાર રકા'તની નિય્યત કરી લીધી તો ?

મુસાફિર ઈમામને મુકીમ સમજીને ઈકતિદા કરી અને

ચાર રકા'તની નિય્યત કરી લીધી તો એવી સૂરતમાં ઈમામની સાથે જ બે રકા'ત પર સલામ ફેરવે, કારણ કે રકા'તની સંખ્યાની નિય્યતનો એ'તિબાર નથી. એટલે જો નિય્યતનો લિહાઝ કરીને ચાર રકા'ત પઢી લેશે તો તેની નમાઝ ન થશે. બે રકા'ત દોહરાવવી જરૂરી થશે. ('શામી' ૧/૫૮૩)

## ૧૩૬ મુસાફિરે, મુસાફિર ઈમામને મુકીમ સમજીને ઈકતિદા કરી અને ચાર રકા'ત પઢી તો ?

મુસાફિર મસ્બૂકે મુસાફિર ઈમામની ઈકતિદા કરી. તેને મુકીમ સમજીને તેણે ચાર રકા'ત પૂરી કરી. બાદમાં ખબર પડી કે ઈમામ મુકીમ ન હતો, બલકે મુસાફિર હતો તો તેની નમાઝ ન થઈ, બલકે બે રકા'ત ફરીથી કસર પઢવી પડશે. ('બહરુર્રાઈક' ૨/૧૩૫)

## ૧૩૭ મુસાફિર કઝા નમાઝમાં મુકીમની ઈકતિદા કરી શકે કે નહિ ?

મુસાફિર અને મુકીમ બંનેની નમાઝ કઝા થઈ ગઈ અને હવે કઝાના માટે જમાઅત થઈ રહી હોય અને મુકીમને ઈમામ બનાવવામાં આવ્યો તો મુસાફિર ચાર રકા'તવાળી નમાઝ (ઝોહર, અસર, ઈશા)માં પેલા ઈમામની ઈકતિદા નથી કરી શકતો. અલબત્ત, ફજર અને

મગરિબની કઝામાં શિર્કત કરી શકે છે અને જો મુસાફિર ઈમામત કરે તો મુકીમ દરેક નમાઝમાં ઈકતિદા કરી શકે છે. ઈમામની ફરાગત બાદ મુકીમ બાકીની રકા'તો પૂરી કરી લે.

('શામી' ૧/૫૮૫)

## ૧૩૮ મુસાફિરે મુકીમની ઈકતિદા કરી અને બાદમાં ખબર પડી કે નમાઝ ફાસિદ થઈ ગઈ તો ?

મુકીમ ઈમામથી કોઈ એવી ભૂલ થઈ ગઈ કે તેનાથી નમાઝ બાતિલ થઈ જાય છે તો મુસાફિર મુકતદી એ નમાઝ ફરીથી એકલો પઢે કે મુસાફિર ઈમામની ઈકતિદામાં પઢે, બંને સૂરતો (સંજોગો)માં કસર પઢે.

જો મુકીમ ઈમામથી કોઈ એવી ભૂલ થઈ કે જેનાથી નમાઝ બાતિલ નથી થતી, બલકે તેની તલાફી સિજદએ સહ્વથી થઈ જતી હોય, દા.ત., ભૂલથી કોઈ વાજિબ છૂટી જાય અને સિજદએ સહ્વ કરી શકે તો તે નમાઝથી ફર્ઝ સાકિત (અદા) થઈ જશે. અલબત્ત, સિજદએ સહ્વ છોડી દેવાના કારણે તે નમાઝ લોટાવવી વાજિબ થશે. એટલે એવી સૂરતમાં ભલે તે નમાઝનો વખત બાકી હોય કે નીકળી ગયો હોય તે મુસાફિર પૂરી ચાર રકા'ત પઢે, કારણ કે પહેલી નમાઝથી ફર્ઝ અદા થઈ ગયો, આ તેની પૂર્તિના માટે છે. ('આલમગીરી' ૧/૧૪૨)

## ૧૩૯ મુકીમ ઈમામે પ્રથમ કાઈદહ ન કર્યો તો મુસાફિરની નમાઝ થઈ કે નહિ ?

ઈમામ મુકીમ હતો અને મુસાફિર મુકતદી. ઈમામે ભૂલથી પ્રથમ કાઈદહ ન કર્યો તો તેનાથી મુસાફિરની નમાઝ ફાસિદ ન થશે, બલકે જો આખરી કાઈદહમાં ઈમામે સિજદએ સહ્વ કરી લીધો તો દોહરાવવાની પણ જરૂરત નથી.

('સિરાજિયહ' ૧૨)

## ૧૪૦ મુસાફિરે મુકીમની ઈકતિદા કરી પછી પોતાની નમાઝ ફાસિદ કરી લીધી તો ?

મુસાફિરે મુકીમની ઈકતિદા કરી અને પછી પોતાની નમાઝ ફાસિદ કરી લીધી. દા.ત., બે રકા'ત પઢીને જ સલામ ફેરવી લીધી અથવા કોઈ બીજી રીતે નમાઝ ફાસિદ કરી લીધી.

હવે એ નમાઝ ફરીથી ચાહે એકલો પઢે કે મુસાફિર ઈમામની પાછળ તો બે રકા'ત જ પઢવી જરૂરી થશે, કારણ કે મુકીમ ઈમામની ઈકતિદાના લીધે ચાર રકા'ત ફર્ઝ થઈ હતી. હવે ઈમામની ઈકતિદા બાકી રહી નથી. હા, જો મુકીમ ઈમામની ઈકતિદા ફરીથી કરે તો ચાર રકા'ત પઢે.

('શામી' ૧/૫૮૪)

## ૧૪૧ મુસાફિર ઈમામ એ'લાન ક્યારે કરે ?

ઈમામ જો મુસાફિર હોય તો તેના માટે મુસ્તહબ આ છે કે પ્રથમ જ એ'લાન કરી દે કે હું મુસાફિર છું અથવા સલામ બાદ તરત જ કહી દે કે હું મુસાફિર છું. મુકીમ પોતાની નમાઝ પૂરી કરી લે ! કારણ કે શક્ય છે કે મુકતદીઓને ગેરસમજ થઈ જાય કે ઈમામ સાહબથી સલામમાં ભૂલ થઈ ગઈ છે. એના કારણે તેઓ નમાઝની હાલતમાં બોલી પડશે તો તેમની (મુકતદીઓની) નમાઝ ફાસિદ થઈ જશે. ('કબીરી' ૫૪૩)

## ૧૪૨ ઈમામ મુસાફિર હોય તો મુકીમ મુકતદી બાકીની રકા'તો કેવી રીતે પૂરી કરે ?

ઈમામ મુસાફિર હોય અને મુકતદી મુકીમ હોય તો ઈમામના સલામ ફેરવવા પર મુકતદી સલામ ન ફેરવે, બલકે ઊભો થઈ જાય અને પોતાની બાકીની બે રકા'તો નીચે પ્રમાણે પૂરી કરે :-

- એ બંને રકા'તમાં કિર્અત ન કરે.
- સૂરએ 'ફાતિહા'ના બરાબર અથવા ઓછામાં ઓછું ત્રણ તસ્બીહના બરાબર ખામોશ ઊભો રહે અને પછી રુકૂઅમાં ચાલ્યો જાય.

- જો કિર્અત કરી લેશે તો સિજદએ સહ્વ વાજિબ ન થશે, પરંતુ મકરૂહનો ઈરતિકાબ (ગુનાહ) લાઝિમ થશે.

('આલમગીરી' ૧/૧૪૨)

## ૧૪૩ મુસાફિર ઈમામ હોય તો મુકીમ મસ્બૂક બાકી રકા'તો કેવી રીતે પૂરી કરે ?

ઈમામ મુસાફિર હોય અને મુકતદી મુકીમ હોય તથા તેની એક રકા'ત છૂટી ગઈ હોય તો ઈમામના સલામ ફેરવવા બાદ મુકીમ મસ્બૂક ઊભો થઈ જાય અને બાકીની ત્રણ રકા'તો નીચે પ્રમાણે પૂરી કરે :

- પ્રથમ રકા'તમાં સના, તઅવ્વુઝ (અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતા નિર્રજીમ), તસ્મીયહ (બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ), સૂરએ ફાતિહા અને બીજી કોઈ સૂરત પઢે.
- તે પછી રુકૂઅ અને સિજદહ કરવા બાદ કાઈદહ કરે.
- કાઈદહમાં 'અત્તહિય્યાત' પૂરી પઢીને બીજી રકા'ત માટે ઊભો થાય.
- બીજી રકા'તમાં સૂરએ 'ફાતિહા' સાથે બીજી કોઈ સૂરત પઢે.
- ત્રીજી રકા'તમાં માત્ર સૂરએ ફાતિહા પઢે.

('કબીરી' ૫૪૩)

નોંધ : મુસાફિર ઈમામની ઈકતિદામાં મુકીમ મસ્બૂકની બાકી રકા'તોની કિર્અતના સંબંધમાં અકાબિરોના મત જુદા જુદા છે. એની વિગતો 'ઈમ્દાદુલ ફતાવા' પાના નં. ૫૧૫ ના હાશિયામાં મૌજૂદ છે.

## ૧૪૪ મુસાફિર મસ્બૂક, મુકીમ ઈમામની ઈકતિદા કરે તો બાકી રકા'તો કેવી રીતે પૂરી કરે ?

મુકીમ ઈમામની ઈકતિદા મુસાફિરે કરી જ્યારે કે તેની એક કે વધારે રકા'તો છૂટી ગઈ તો મુસાફિર મસ્બૂક પોતાની બાકીની રકા'તો એવી રીતે પૂરી કરશે જેવી રીતે મુકીમ ઈમામના પાછળ મુકીમ મસ્બૂક પોતાની રકા'તો પઢે છે. ('કબીરી' ૫૪૩)

## ૧૪૫ મુસાફિર ઈમામ પ્રથમ કાઈદહ કરીને ઊભો થઈ ગયો તો મુકતદી શું કરે ?

- મુસાફિર ઈમામ પર પ્રથમ કાઈદહ પછી સલામ ફેરવવું વાજિબ હતું, પરંતુ કાઈદહ પછી તે ઊભો થઈ ગયો તો મુકતદી તેના (ઈમામના) સાથે ઊભા ન થાય, બલકે બેસીને તેના (ઈમામના) પાછા લોટવાનો ઈન્તિઝાર કરે.
- જો ત્રીજી રકા'તના સિજદહ કરવાના પહેલાં પાછો લોટીને

બેસી ગયો તો જ્યારે તે (ઈમામ) પોતાની આ ભૂલ માટે સિજદએ સહ્વ કરે ત્યારે મુકતદી પણ સિજદએ સહ્વ કરે.

- ઈમામના સલામ ફેરવવા બાદ મુકતદી પોતાની બાકી રકા'તો પૂરી કરે.
- જો ઈમામ પાછો નહીં લોટ્યો, બલકે ત્રીજી રકા'તનો સિજદહ કરી લીધો તો મુકતદી પોતાની રીતે ઊભા થઈને પોતાની બાકી રકા'તો પૂરી કરી લે. ઈમામની ઈકતિદા બિલકુલ ન કરે. જો ઈકતિદા કરી લેશે તો નમાઝ ફાસિદ થઈ જશે.

('દુર્રે મુખ્તાર' ૧/૪૪૩, 'આલમગીરી' ૧/૯૨)

## ૧૪૬ મુસાફિર ઈમામ ચાર રકા'ત પઢાવે તો ?

તેની નીચે પ્રમાણે ચાર શકલો થશે :-

(૧) ઈરાદાપૂર્વક ચાર રકા'ત પઢાવી તો ઈમામની કે મુકતદીની કોઈની નમાઝ ન થશે.

(૨) જો પહેલો કાઈદહ કર્યો ન હોય તો ઈમામની કે મુકતદીની કોઈની નમાઝ ન થશે, કારણ કે પહેલો કાઈદહ મુસાફિર ઈમામ પર ફર્ઝ છે, તેને છોડી દેવાથી નમાઝ બાતિલ થઈ જશે.

(૩) ભૂલથી ચાર રકા'ત પઢાવી હોય અને પહેલો કાઈદહ પણ કર્યો હોય, પરંતુ સિજદએ સહ્વ કર્યો ન હોય તો નમાઝ

લોટાવવી વાજિબ થશે.

(૪) ભૂલથી ચાર રકા'ત પઢાવી હોય, પહેલો કાઇદહ પણ કર્યો હોય અને સિજદએ સહ્વ પણ કર્યો હોય તો :-

- ઈમામની અને મુસાફિર મુક્‌તદીની નમાઝ થઈ જશે. પહેલી બે રકા'ત ફર્ઝ અને ત્રીજી, ચોથી રકા'ત નફલ થશે.
- મુકીમ મુકતદીઓની નમાઝ ન થશે, કારણ કે ઈમામની ત્રીજી અને ચોથી રકા'ત નફલ થશે. જ્યારે મુકીમ મુકતદીઓની ત્રીજી અને ચોથી રકા'ત પણ ફર્ઝ છે અને નફલ નમાઝ પઢનારા ઈમામની પાછળ ફર્ઝ નમાઝ સહીહ થતી નથી એટલે મુકીમ મુકતદીઓએ નમાઝ દોહરાવવી પડશે.

('દુર્રે મુખ્તાર' ૧/૪૪૩, 'આલમગીરી' ૧/૯૨)

## ૧૪૭. મુસાફિર ઈમામની કઝા નમાઝમાં મુકીમ ઈકતિદા કરી શકે ?

મુકીમ અને મુસાફિર બંનેની નમાઝ કઝા થઈ ચૂકી છે.

જો બંને જમાઅત કરવા ચાહે અને મુસાફિર ઈમામ બને તો મુકીમ તેની ઈકતિદા કરી શકે છે. મુસાફિર ઈમામના સલામ ફેરવવા બાદ મુકીમ મુકતદી પોતાની બાકી રકા'તો પૂરી કરી લે.

('શામી' ૧/૫૮૪)

# સિજ્દએ સહ્વનું બયાન

## ૧૪૮ મુસાફિર કાઈદહ પછી ઊભો થઈ ગયો તો ?

મુસાફિરે નમાઝમાં કાઈદહ કર્યો, પરંતુ તે પછી ભૂલથી ઊભો થઈ ગયો તો એની નીચે પ્રમાણે શકલો થશે :

(૧)

એટલા પ્રમાણમાં ઊભો થયો કે ઘૂંટણો જમીનથી અલગ નથી થયા અથવા અલગ તો થયા, પરંતુ હજુ સીધો ઊભો નથી થયો, બલકે ઊભા થવા અને બેસવા વચ્ચેની હાલતમાં થયો અને એ જ હાલતમાં યાદ આવી જાય તો તરત જ બેસી જાય. આ સૂરત (સંજોગ)માં સિજ્દએ સહ્વ વાજિબ ન થશે.

(૨)

જો ઊભો થઈ ગયો અથવા સીધા ઊભા થવાની નજીક થયો અને કિયામ પછી રુકૂઅ પણ કરી લીધો, પરંતુ હજુ સિજ્દહ નથી કર્યો કે યાદ આવી ગયું તો આ સૂરત (સંજોગ)માં લોટીને કાઈદહમાં જાય અને તશહ્હુદ (અત્તહિય્યાત) પઢવા વગર એક તરફ સલામ ફેરવીને સિજ્દએ સહ્વ કરી લે અને નમાઝ પૂરી કરે.

(૩)

જો ત્રીજી રકા'તનો સિજદહ કરી લીધો પછી યાદ આવ્યું તો હવે ચોથી રકા'ત પણ પઢીને નિયમ પ્રમાણે સિજદએ સહ્વ કરે.

જેથી પ્રથમ બે રકા'તો ફર્ઝ અને પછીની બે રકા'તો નફલ થઈ જશે.

(૪)

જો સિજદએ સહ્વ નહીં કર્યો તો શકલ નં. ૨ અને ૩ બંને પ્રકારોમાં નમાઝ દોહરાવવી વાજિબ થશે. ('શામી' ૧/૫૫૩)

## ૧૪૯ મુસાફિરની ફર્ઝ નફલ થઈ જાય તો સિજદએ સહ્વ છે કે નથી ?

મુસાફિર પર પહેલો કાઈદહ જ ફર્ઝ છે. તેણે પહેલો કાઈદહ નહિ કર્યો અને બીજી વધારાની બે રકા'ત પઢી લીધી તો હવે આ ચારેય નફલ થઈ જશે, પરંતુ છેવટે તેના પર સિજદએ સહ્વ વાજિબ ન થશે. ('શામી' ૧/૫૫૨)

## ૧૫૦ મુક્તદીના સિજદએ સહ્વના મસાઈલ

(૧) ઈમામ મુકીમ હોય કે મુસાફિર હોય,

મુકતદી મુકીમ હોય, મુસાફિર હોય કે મસ્બૂક હોય, ઈમામનો સિજદએ સહ્વ દરેક પર લાઝિમ થશે.

(૨) મુસાફિર ઈમામના સિજદએ સહ્વને છેલ્લી સલામ સમજીને મુકતદી ઊભો થઈ જાય તો પાછો લૌટીને સિજદએ સહ્વમાં શરીક થઈ જાય અને શરીક ન થઈ શકયો તો છેલ્લે તેના પર સિજદએ સહ્વ કરવો વાજિબ થશે. સાકિત (માફ) ન થશે.

(૩) મુસાફિર મુકતદી, મુસાફિર ઈમામની સાથે શરૂઆતથી શરીક હતો. ઈમામના સલામ ફેરવવા બાદ તે ભૂલથી ઊભો થઈ ગયો કે મારી એક રકાત બાકી છે તો :-

(i) જો ત્રીજી રકાતનો સિજદહ કરવાથી પહેલાં યાદ આવે તો પાછો લૌટે (બેસી જાય.)

(ii) જો ત્રીજી રકાતનો સિજદહ કરી લીધો તે પછી યાદ આવે તો ચોથી રકાત પણ પઢી લે. ત્રીજી-ચોથી રકાત નફલ થશે. ત્રીજી રકાતનો સિજદહ કરવા પછી પાછો લૌટશે તો નમાઝ ફાસિદ થઈ જશે.

(iii) પરંતુ ઉપરની બંને રીતોમાં સિજદએ સહ્વ વાજિબ થશે.

(૪) ઈમામે સિજદએ સહ્વની સલામ ફેરવી ત્યારે ગેરસમજથી

છેલ્લી સલામ સમજીને મુસાફિર મસ્બૂક છૂટેલી રકાત પઢવા માટે ઊભો થઈ ગયો તો :-

(i) છૂટેલી રકાતનો સિજદહ કરવા પહેલાં પાછો લૌટે અને ઈમામની તાબેદારી કરે અને બેહતર આ છે કે છેલ્લે બીજો સિજદએ સહ્વ કરે.

(ii) છૂટેલી રકાતનો સિજદએ સહ્વ કરી લીધો હોય તો પાછો ન લૌટે અને છેલ્લે સિજદએ સહ્વ કરી લે. સિજદહ કરવા બાદ પાછો લૌટશે તો નમાઝ ફાસિદ થઈ જશે.

(૫) ઈમામ મુકીમ હોય કે મુસાફિર હોય,
મુકતદી મુકીમ કે મુસાફિર હોય,
ઈમામ સાથે સિજદએ સહ્વ કર્યા પછી મુકતદીથી ભૂલ થાય,
તો છેલ્લે બીજો સિજદએ સહ્વ કરવો તેના પર વાજિબ છે.

(૬) મુસાફિર ઈમામે સિજદએ સહ્વના માટે સલામ ફેરવી ત્યારે મુકીમ મુકતદી ભૂલથી ઊભો થઈ ગયો અને પોતાની બાકીની રકાતો પૂરી કરવા લાગ્યો, તેમાં ભૂલ થઈ ગઈ તો હવે બંને ભૂલોના માટે એક જ સિજદએ સહ્વ વાજિબ અને કાફી (પૂરતો) થશે. ('શામી' ૧/૫૪૯)

## ૧૫૧ મુકીમ મુકતદી અથવા મુસાફિર મસ્બૂક, મુસાફિર ઈમામની સાથે સલામ ફેરવી દે તો ?

(૧) મુસાફિર ઈમામની છેલ્લી સલામ સાથે મુકીમ મુકતદી અથવા મુસાફિર મસ્બૂક ભૂલથી સલામ ફેરવી દે તો :-

(i) ઈમામથી પહેલાં અથવા ઈમામની સાથે એક સલામ એવી રીતે ફેરવી હોય કે ઈમામના સલામની 'મીમ' સાથે મુકતદીએ પણ સલામની 'મીમ' કહી દીધી અને યાદ આવી જતાં ઊભો થઈ જાય તો તેના પર સિજદએ સહ્‌વ લાઝિમ ન થશે.

(ii) સામાન્ય રીતે ઈમામના પછી જ મુકતદી સલામ ફેરવે છે એટલે આ સૂરતમાં સિજદએ સહ્‌વ વાજિબ થશે.

(૨) મુસાફિર ઈમામે સહ્‌વની સલામ ફેરવી ત્યારે મુકીમ મુકતદીએ અથવા મુસાફિર મસ્બૂકે પણ સલામ ફેરવી દીધી તો :-

(i) જો ઈરાદાપૂર્વક આ સમજીને સલામ ફેરવી કે, જેવી રીતે ઈમામ પર સિજદએ સહ્‌વની સલામ ફેરવવી જરૂરી છે તે જ રીતે મારા પર પણ જરૂરી છે તો તેની નમાઝ ફાસિદ થઈ જશે. ફરીથી નમાઝ પઢવી પડશે.

(ii) જો ભૂલથી સલામ ફેરવી દીધી તો નમાઝ ફાસિદ ન થશે. અલબત્ત, સિજદએ સહ્‌વ વાજિબ થશે. ('શામી' ૧/૫૪૧)

## ૧૫૨ મુસાફિરે કિર્અત છોડી દીધી તો ?

○ મુસાફિરના ઉપર બે રકા'ત જ ફર્ઝ છે અને એ જ બે રકા'તમાં કિર્અત ફર્ઝ છે એટલે (એ) બંને (રકા'તમાં) અથવા કોઈ એક (રકા'ત)માં જો કિર્અત છોડી દીધી તો નમાઝ ફાસિદ થઈ જશે, સિજદએ સહ્વ કાફી ન થશે.

## ૧૫૩ સવારી પર સિજદહની આયત વારંવાર પઢે તો કેટલા સિજદહ વાજિબ થશે ?

(૧) જો કોઈ જાનવર (ઘોડો, ઊંટ વિગેરે) પર નમાઝની હાલતમાં સિજદહની આયત વારંવાર પઢી તો એક જ સિજદહ કાફી થશે.

(૨) જો નમાઝની હાલત ન હોય; પરંતુ એમ જ બેસીને વારંવાર સિજદહની આયત પઢતો રહ્યો તો એનાથી અનેક સિજદએ તિલાવત વાજિબ થશે, જ્યારે જાનવર ચાલી રહ્યું હોય.

(૩) જો નિર્જીવ સવારી, ટ્રેઈન, બસ, વહાણ, સ્ટીમર, વિમાનમાં સિજદહની આયત વારંવાર પઢતો રહ્યો તો નમાઝની કે નમાઝ વગરની બંને સૂરતમાં એક જ સિજદહ વાજિબ થશે.

('દુર્રે મુખ્તાર' ૧/૫૭૫)

# જુમ્આનું બયાન

## ૧૫૪ ઝવાલ પછી સફરમાં જવું હોય તો જુમ્આનો શું હુકમ છે ?

જુમ્આના દિવસે ઝવાલ પછી સફર કરવું મકરૂહ છે; પરંતુ જો ઝવાલ પછી સફર કરવું જરૂરી હોય કે જો તે વખતે સફર ન કરશે તો કોઈ મહત્વના મકસદમાં નિષ્ફળ થઈ જશે અને તેનો બદલો શક્ય ન થશે અથવા સાથીઓ, જહાઝ, ટ્રેઈન વિગેરે રવાના થઈ જશે અને બાદમાં પરેશાની થશે તો ઝવાલ બાદ નીકળવા છતાં જુમ્આ વાજિબ ન થશે. ('શામી' ૧/૬૦૮)

## ૧૫૫ શું મુસાફિર પર શહેરમાં જુમ્આ ફર્ઝ છે ?

શરઈ મુસાફિર પર જુમ્આ ફર્ઝ નથી. તેના હકમાં સામાન્ય દિવસોની જેમ ઝોહર જ ફર્ઝ છે. એટલે મુસાફિર જો કોઈ શહેરમાં કોઈ જરૂરતના કારણે થોભેલો છે અને ત્યાં પંદર દિવસ ઈકામત (રહેવાનો) ઈરાદો પણ નથી તો તેના પર જુમ્આ ફર્ઝ ન થશે, પરંતુ બેહતર એ છે કે જુમ્આમાં શરીક થઈને તેની ફઝીલત હાસિલ કરે. અલબત્ત, જો જુમ્આમાં તે શિર્કત કરશે તો તે ફર્ઝ થશે, નફલ ન

થશે. એટલે ઝોહર અદા થઈ જશે અને જો પંદર દિવસ થોભવાનો ઈરાદો હોય તો સામાન્ય શહેરીની જેમ જુમ્આ તેના પર પણ ફર્ઝ થશે. શિર્કત ન કરવાથી ગુનેહગાર થશે. ('બહર' ૨/૧૪૦)

**૧૫૬ શું મુસાફિર જુમ્આની ઈમામત કરી શકે ?**

મુસાફિર પર જો કે જુમ્આ ફર્ઝ નથી, પરંતુ જ્યારે જુમ્આ પઢે છે ત્યારે ફર્ઝ જ અદા થાય છે એટલે જેવી રીતે તે જુમ્આ પઢી શકે છે, તેવી જ રીતે જુમ્આની ઈમામત પણ કરી શકે છે.

('શામી' ૧/૬૦૫)

**૧૫૭ જ્યાં જુમ્આ દુરુસ્ત નથી ત્યાં મુસાફિરોએ જુમ્આની નિય્યત કરી લીધી તો શું હુકમ છે ?**

જ્યાં જુમ્આની નમાઝ દુરુસ્ત નથી તેવા સ્થળે મુસાફિરોએ જુમ્આની નિય્યતથી બાજમાઅત નમાઝ અદા કરી તો કોઈ નમાઝ ન થશે, બલકે ઝોહરની નિય્યતથી ફરી પાછી પઢવી પડશે.

('મબ્સૂત' ૧/૨૩૯)

**૧૫૮ મુસાફિર જુમ્આની નમાઝમાં શરીક થઈને પોતાની નમાઝ ફાસિદ કરી લે તો ?**

) જો મુસાફિરે જુમ્આની નમાઝમાં શિર્કત કરી અને કોઈ કારણે

તેની નમાઝ ફાસિદ થઈ ગઈ અને બીજી વખત જુમ્આમાં શરીક ન થઈ શકયો તો હવે તેના પર બે રકા'ત ઝોહરની નિય્યતથી પઢવું જરૂરી થશે.

- જો મુકીમ ઈમામે જુમ્આ (ની નમાઝ) વખતની અંદર ફાસિદ કરી દીધી તો તે મુકીમ ફરી પાછો જુમ્આ પઢે અને જો વખત નીકળી ચૂકયો હોય તો તે મુકીમ ચાર રકા'ત (ઝોહરની નિય્યતથી) અને મુસાફિર બે રકા'ત ઝોહરની નિય્યતથી પઢશે. ('મબ્સૂત' ૧/૨૮૯)

## ૧૫૯ જુમ્આના દિવસે મુસાફિર ઝોહર કયારે પઢે ?

મુસાફિર જો જુમ્આમાં શિર્કત ન કરી શકયો તો તેના માટે મુસ્તહબ આ છે કે જુમ્આની નમાઝ પૂરી થઈ જાય તે પછી ઝોહર પઢે. એનાથી પહેલાં પઢવું મકરૂહે તનઝીહી છે. અલબત્ત, જો મોડું કરવામાં ઝોહર છૂટી જવાનો અથવા કોઈ પરેશાની થવાનો સંભવ હોય તો વાંધો નથી. ('આલમગીરી' ૧/૧૪૮)

## ૧૬૦ મુસાફિરે જુમ્આના દિવસે શહેરમાં બાજમાઅત ઝોહર અદા કરવી કેવું છે ?

મુસાફિર કોઈ એવી જગાએ હોય જ્યાં જુમ્આ થતી હોય તો

ત્યાં મુસાફિર વિગેરેના ઝોહરની નમાઝ જુમ્આથી પહેલાં કે પછી જમાઅતની સાથે અદા કરવું મકરૂહે તહરીમી છે. એટલે દરેક વ્યકિત અલગ અલગ પઢે. ('શામી' ૧/૬૪૦)

## કઝા નમાઝનું બયાન

### ૧૬૧ શું સફરમાં નમાઝ કઝા કરી શકે છે ?

(૧)

''સફરમાં કેટલાક પાકા નમાઝી પણ નમાઝ કઝા કરી દે છે, અને ઉઝર આ (કરે છે) કે આવા ધસારા અને ભીડમાં નમાઝ કેવી રીતે પઢે ? આ ઘણી કમહિમ્મતી અને ગફલતની વાત છે અને રેલ્વે (ટ્રેઈન)માં તો ખાવા-પીવા અને બીજી કુદરતી હાજતોને પૂરી કરવી પણ મુશ્કેલ હોય છે, પરંતુ મુશ્કેલી છતાં એ કુદરતી હાજતોને પૂરી કરવામાં આવે છે. આદમી થોડીક હિમ્મત કરે તો મુસલમાન તો શું ગેર મુસ્લિમ પણ નમાઝના માટે જગ્યા આપી દે છે અને સૌથી વધારે અફસોસની વાત એ છે કે, કેટલાક લોકો હજના મુકદ્દસ સફરમાં પણ નમાઝની કાળજી નથી કરતા ! તેઓ પોતાના ખ્યાલમાં તો એક ફરીઝહ અદા કરવા માટે જઈ રહ્યા છે, પરંતુ એક જ

દિવસમાં ખુદાના પાંચ ફર્ઝ ગાયબ કરી દે છે ! હાજીઓએ ખાસ રીતે આ એહતિમામ કરવો જોઈએ કે હજના સફરના દરમિયાન તેમની એક પણ નમાઝ બાજમાઅત છૂટે નહિ, બલકે રેલ્વે (ટ્રેઈન)માં અઝાન અને ઈકામત તેમજ જમાઅતનો પણ એહતિમામ કરવામાં આવે.'' ('આપકે મસાઈલ ઔર ઉનકા હલ' ૨/૩૮૯)

(૨)

નમાઝનો આખરી વખત થઈ ગયો. જો નમાઝ પઢે તો સવારી છૂટી જવાનો સંભવ છે અને એ જ વખતે સફર કરવું પણ જરૂરી છે તો નમાઝ મુઅખ્ખર (મોડી) કરવાની ગુંજાઈશ છે.

('શામી' ૧/૫૪૬)

## ૧૬૨ સફરમાં કે વતનમાં કઝા થયેલી નમાઝ પઢવાના મસાઈલ

(૧)

મુસાફિરની નમાઝ સફરમાં કઝા થઈ ગઈ. વતન પહોંચવા બાદ અથવા ઈકામતની નિય્યત કરવા બાદ તેની કઝા કરે તો બે રકા'ત જ કઝા કરવી જરૂરી થશે. ('કબીરી' ૫૪૪)

(૨)

જો મુકીમની નમાઝ ઈકામતની હાલતમાં કઝા થઈ ગઈ હતી

અને હવે સફરમાં તેની કઝા કરવા ચાહે છે તો ચાર રકા'ત પઢવી પડશે, વતનમાં કઝા થયેલી નમાઝની કસર જાઈઝ નથી.

('કબીરી' પ૪૪)

(૩)

કઝા નમાઝને તરતીબવાર (ક્રમવાર) પઢવું ત્યારે વાજિબ છે જ્યારે મુસલ્લી (નમાઝી) સાહિબે તરતીબ હોય અર્થાત પુખ્ત થવા પછીથી સતત છ નમાઝો તેની કઝા ન થઈ હોય. એટલે જો છ થી વધારે કયારેક છૂટી ગઈ હોય તો જો કે તેણે તેની કઝા કરી લીધી હોય તો પણ તે સાહિબે તરતીબ ન થશે. એટલે મુસાફિર જો સાહિબે તરતીબ હોય અને તેની છ કરતાં ઓછી નમાઝો સફરમાં છૂટી ગઈ હોય તો તરતીબવાર કઝા કરવું વાજિબ થશે અને જો સાહિબે તરતીબ નથી તો તરતીબવાર પઢવું વાજિબ નથી. અલબત્ત, અફઝલ અને બેહતર જરૂર છે. ('શામી' ૧/૫૩૬)

(૪)

મુસાફિરની અસરની નમાઝ ફૌત (કઝા) થઈ ગઈ. મગરિબના વખતે મસ્જિદમાં પહોંચ્યો તો ત્યાં જમાઅત તૈયાર હતી.

(i) જો તે સાહિબે તરતીબ હોય તો પ્રથમ અસરની કઝા કરે, કારણ કે જમાઅત છૂટી જવી તરતીબને રદ કરવાનો સબબ નથી. એટલે ભલે જમાઅત છૂટી જાય તો પણ પ્રથમ અસર પઢે

(ii) જો તે સાહિબે તરતીબ નથી તો પ્રથમ મગરિબ બાજમાઅત અદા કરે અને (મગરિબની) સુન્નત પઢયા પછી અસરની કઝા કરે. ('શામી' ૧/૫૨૫)

(૫)

મુસાફિરની ફજરની નમાઝ ફૌત (કઝા) થઈ ગઈ અને જુમ્આના વખતે તે ઘરે પહોંચ્યો અથવા કોઈ જગ્યાએ મુકીમ થયો.

(i) જો તે સાહિબે તરતીબ છે તો ભલે કઝા પઢવામાં જુમ્આ ફૌત થઈ જવાનો યકીન હોય તો પણ તે ફજરની કઝા પઢે અને જુમ્આ ફૌત થવાની સૂરતમાં (સંજોગમાં) ઝોહર પઢે.

(ii) જો સાહિબે તરતીબ નથી તો પહેલાં જુમ્આ અને તેના પછી કઝા પઢે. ('શામી' ૧/૫૩૭, 'અહસનુલ ફતાવા' ૨૨)

(૬)

વિત્ર વાજિબ છે. સફરની હાલત હોય કે સ્થાયી, જો વિત્ર ફૌત થઈ જાય તો તેની કઝા કરવી વાજિબ છે.

('શામી' ૧/૪૯૨)

(૭)

કોઈએ શરઈ અંતરના ઈરાદાથી સફરની શરૂઆત કરી; પરંતુ ૭૭ ૧/૪ (સવા સિત્તોતેર) કિ.મી. પ્રવાસ કરવા પહેલાં સફર મુલતવી કરીને પાછો ફરવા લાગ્યો તો :-

(i) જતી વખતે સફર દરમિયાન જે નમાઝ કઝા થઈ હોય તેની કઝા કસરની સાથે કરે.

(ii) વાપસીમાં જે નમાઝ કઝા થઈ હોય તે પૂરી પઢવી પડશે.

('શામી' ૧/૫૭૯)

## ૧૬૩ નમાઝ તોડવાના મસાઈલ

(૧)

મુસાફિરે નમાઝની નિય્યત બાંધી પછી બસ કે ટ્રેઈને સીટી વગાડી દીધી તો જો તે વખતે સફર ન કરવામાં કોઈ હાનિ અને નુકસાન હોય તો નિય્યત તોડી નાખવી જાઈઝ છે.

('શામી' ૧/૫૨૫)

(૨)

મુસાફિરને તરત જ સફર કરવું જરૂરી નથી અને મોડેથી જવામાં કોઈ નુકસાન નથી; પરંતુ મુસાફિરે સામાન બસ વિગેરે (વાહન)માં મૂકયો અને નમાઝ શરૂ કરી દીધી. જ્યારે બસ (વાહન) ચાલવા લાગે ત્યારે જો ૧ દિરહમ = ૩ ૧/૨ (સાડા ત્રણ) માશા = ૩.૪૦૨ ગ્રામ ચાંદીની કિંમત બરાબર અથવા એના કરતાં વધારે નુકસાન હોય તો નિય્યત તોડવી જાઈઝ છે. ('શામી' ૧/૪૮૪)

# સવારી પર નમાઝનું બયાન

## ૧૬૪ હવાઈ જહાઝ (વિમાન)માં નમાઝ

○ જ્યારે વિમાન ઉતરાણ કરે ત્યારે જો વખતની અંદર વિમાનમાંથી ઉતરવું અને નીકળીને નમાઝ પઢવું શક્ય હોય તો બેહતર અને મુનાસિબ આ છે કે ઉડતા વિમાનમાં નમાઝ પઢવામાં ન આવે. જો એ જ હાલતમાં નમાઝ પઢી લીધી તો એ નમાઝને દોહરાવવી બેહતર છે, જરૂરી નથી. અલબત્ત, જે લોકો વિમાનમાં વારંવાર સફર કરે છે અથવા તેમાં નોકરી કરે છે તેઓના માટે મોટા હરજ (ગડબડ, અવ્યવસ્થા)ના કારણે દોહરાવવાનો હુકમ નથી. ('ફતાવા રહીમિય્યહ' ૭/૩૬૧)

મારા ઉસ્તાદ હઝરત મુફતી સઈદ સાહબ પાલનપૂરી 'ઈમ્દાદુલ ફતાવા'ના હાશિયામાં લખે છે કે :

વિમાન ઊડતું હોય ત્યારે તેમાં જો કિયામ, રુકૂઅ, સિજદહ અને કિબલહની દિશા પર કુદરત હોય તો નમાઝ શંકા વગર દુરુસ્ત થઈ જશે અને દોહરાવવાની કોઈ જરૂરત નથી.

('ઈમ્દાદુલ ફતાવા' ૧/૫૮૭)

## ૧૬૫ વાહન અને પશુ પર નફલ નમાઝ

(૧)

ટ્રેઈન, બસ, જીપકાર, મોટર સાયકલ (વિગેરે વાહનો) અને (ઘોડા, ઊંટ વિગેરે) પશુઓ પર નફલના સિલસિલામાં ફર્ઝ અને વાજિબની બનિસ્બત કંઈક સહૂલત છે કે શહેર અથવા ગામથી કોઈ જરૂરતના માટે બહાર જાય તો તે (વાહન અથવા પશુ) પર નફલ દુરુસ્ત છે. ભલે, કોઈ ઉઝ્ર હોય કે ન હોય. ભલે, ઈસ્તિક્બાલે કિબ્લહ હોય કે ન હોય, બલકે જે તરફ વાહન અથવા પશુ જતું હોય તે તરફ રુખ કરે. અલબત્ત, ઈસ્તિક્બાલે કિબ્લહ (કિબ્લહ તરફ રુખ કરવું) મુસ્તહબ છે. ('દર્સે તિરમિઝી' ૨/૧૨૬)

(૨)

(ઘોડા, ઊંટ વિગેરે) પશુઓ પર નફલ નમાઝ પઢવાની રીત આ પ્રમાણે છે :-

- પશુની પીઠ ઉપર જે રીતે બેઠો હોય તે જ રીતે નિય્યત બાંધી લે.
- કિર્અત વિગેરે નિયમ પ્રમાણે પઢીને રુકૂઅ અને સિજદહ ઈશારાથી કરે.

- સિજદહનો ઈશારો રુકૂઅના કરતાં વધારે ઝૂકેલો હોય. અલબત્ત, સિજદહમાં કોઈ ચીઝ પર પોતાનું માથું ન મૂકે. ભલે, પશુ ચાલતું હોય કે ઊભેલું હોય.
- જો કોઈ ચીઝ પર માથું મૂકીને સિજદહ કરશે તો સિજદહ થઈ જશે, પરંતુ આ અમલ મકરૂહ છે, કારણ કે પશુ પર નમાઝ, ખિલાફે કિયાસ ઈશારાઓથી મશરૂઅ (જાઈઝ) થઈ છે.

('કબીરી' ૨૭૨)

## ૧૬૬ ટ્રેઈન અને બસમાં નમાઝ પઢવાની રીત

(૧)

ટ્રેઈન અથવા બસમાં નમાઝ પઢવી જાઈઝ છે.
નમાઝ ભલે ફર્ઝ હોય કે વાજિબ, સુન્નત હોય કે નફલ, ભલે કોઈ ઉઝર હોય કે ન હોય, ભલે ટ્રેઈન (અથવા બસ) ચાલતી હોય કે ઊભેલી હોય,
(તો પણ નમાઝ પઢવી જાઈઝ છે.)

અલબત્ત, ઈસ્તિકબાલે કિબલહ (કિબલહ તરફ રુખ કરવું) અન કિયામ એમાં પણ શર્ત છે. આ બંને (કિયામ અને કિબલહ)માંથી કોઈ પણ, ઉઝરે શદીદ (સખ્ત શરઈ મજબૂરી) વગર છૂટી જશે તો નમાઝ ન થશે.

(૨)

જો ભીડ (ગિરદી) એટલી હોય કે,
કિબ્લહ રુખ થઈને કે ઊભા રહીને,
નમાઝ પઢવી શક્ય ન હોય અને
આગળ જતાં વખતની અંદર અંદર,
ટ્રેઈનમાં જ કે કોઈ સ્ટેશન પર ઉતરીને,
ઈસ્તિકબાલે કિબ્લહ અને કિયામની સાથે નમાઝ પઢવું પણ શક્ય ન હોય તો બે બેઠકો (સીટ)ની વચ્ચે ઊભા રહીને,
કિયામ અને રુકૂઅ કરે અને
સિજદહના માટે પાછળની બેઠક (સીટ) પર ખુરશી પર બેસે તે રીતે બેસી જાય, અર્થાત પગ નીચે જ રહેશે અને (ઉપર બેસીને જ) સામેની બેઠક પર સિજદહ કરે.
આ સૂરત (રીત)માં, સિજદહની હાલતમાં ઘૂંટણો
કોઈ ચીઝ ઉપર ટેકવાશે નહિ, પરંતુ (સિજદહની હાલતમાં)
ઘૂંટણો (જમીન પર ટેકવવા) ફર્ઝ નથી,
બલકે વાજિબ કે સુન્નત છે, પરંતુ
બંને બેઠકો (સીટો) વચ્ચે (ઊભા રહી) નમાઝ (પઢવાની)
આ કેફિયત ત્યારે જ છે, જ્યારે ટ્રેઈન પૂર્વ કે પશ્ચિમ (દિશા) તરફ જઈ રહી હોય અને

જો ઉત્તર કે દક્ષિણ દિશા તરફ ટ્રેઈન જઈ રહી હોય તો બે બેઠકોની વચ્ચેની જગામાં ઊભા રહી નમાઝ પઢવી શક્ય છે.

(૩)

જો ઉપર દર્શાવેલી રીતો પણ શકય ન હોય તો
ભીડ (ગિરદી)ના કારણે અથવા જો
વરસાદથી આખું સ્ટેશન ભીનું થઈ ગયું હોય અને
ટ્રેઈનમાં લોકોની આવ-જાના કારણે ફરશ ભીની હોવાથી મુસલ્લો પાથરવું અશક્ય હોય તો જે દિશા તરફ શક્ય હોય, બેસીને, રુકૂઅ અને સિજદહની સાથે નમાઝ અદા કરે. જો કે બાદમાં દોહરાવી લે. ('અહસનુલ ફતાવા' ૪/૮૮)

(૪)

(ટ્રેઈનમાં) કેટલાક લોકોને કિયામ પર કુદરત હોવા છતાં (ઊભા રહી પઢી શકતા હોવા છતાં) બેઠક પર બેઠા-બેઠા નમાઝ પઢી લે છે અને બીજા તખ્ત પર સિજદહ કરે છે અથવા ઉપરની સીટ પર નમાઝ પઢી લે છે. તો આ સૂરતમાં નમાઝ ન થશે.
('ફતાવા મહમૂદિય્યહ' ૧૪/૨૨૯, 'ઈમ્દાદુલ ફતાવા' ૧/૫૬૮)

(૫)

બેચ (બાંકડો) હોય કે ટ્રેઈનની સીટ, જો તેના પર નમાઝ

પઢવાની નૌબત આવી જાય તો કોઈ પાક કપડું પાથરીને નમાઝ પઢવામાં આવે, કારણ કે સામાન્ય રીતે બાળકો પેશાબ કરી દેતા હોય છે અને તે સૂકાઈ જાય છે. પાકીના માટે તેને ધોવું જરૂરી છે. એટલા માટે એહતિયાત (સાવધાની) એમાં જ છે કે કપડું પાથરીને જ નમાઝ પઢે.

## ૧૬૭ એક બાજુ નાપાક પ્લાસ્ટિક પર નમાઝ

- દરેક એવી ચીઝ જેની એક તરફ નજાસત (ગંદકી) લાગવાથી બીજી તરફ તે નજાસત પ્રસરતી ન હોય તેની પાક બાજુ પર નમાઝ પઢવું દુરુસ્ત છે.
- એ જ પ્રમાણે નાપાક જગ્યા પર અથવા શંકાસ્પદ જગ્યા પર પ્લાસ્ટિક પાથર્યું. ભલે, પ્લાસ્ટિક એટલું બારીક હોય કે નજાસત (ગંદકી) દેખાતી હોય તો પણ નમાઝ દુરુસ્ત થઈ જશે.
- અલબત્ત, કપડું જો એટલું બારીક હોય કે નાપાક જમીન અથવા નજાસતની બદબૂ (દુર્ગંધ) કપડાંના ઉપરથી મેહસૂસ થતી હોય તો નમાઝ દુરુસ્ત ન થશે.

## ૧૬૮ સ્ટેશન પર તસવીરની સામે નમાઝ

હાલના ઝમાનામાં સ્ટેશન વિગેરે તસવીરથી ભરચક હોય છે. એવી જગ્યાએ નમાઝ પઢવું મકરૂહ છે, જ્યાં મુસલ્લાની ડાબી-જમણી

કે સામેની બાજુએ તસવીરો લટકતી હોય. એટલે મુસાફિરને જોઈએ કે કોઈ એવી જગ્યા પસંદ કરે કે તેના ઉપર અથવા સામે કે ડાબી અથવા જમણી બાજુએ તસવીર આવેલી ન હોય. જો ઈરાદાપૂર્વક એની કાળજી ન રાખશે તો નમાઝ મકરૂહ થશે. ('શામી' ૧/૪૭૯)

## ૧૬૯ સૂતેલા માણસની તરફ મુસાફિર નમાઝ પઢી શકે છે

સામાન્ય રીતે સ્ટેશન, ટ્રેઈન વિગેરેમાં એવી પરિસ્થિતિ હોય છે કે મુસાફિરો સૂતેલા હોય છે અથવા આડાં પડેલાં હોય છે. જો મુસાફિરે નમાઝ પઢવી હોય તો બંને સૂરતમાં તેઓની સામે નમાઝ પઢવું જાઈઝ છે. અલબત્ત, જો આડાં પડેલાંનો ચહેરો મુસલ્લી (નમાઝી)ની તરફ જ હોય તો મકરૂહ છે અને જો (મોઢાં પર) ચાદર નાંખેલી હોય તો કરાહત ન થશે. ('શામી' ૧/૪૮૨)

## ૧૭૦ નમાઝ દરમિયાન મુસાફિરનું સામાનને તીરછી નજરે જોવું

નમાઝમાં તીરછી નજરે જોવું મકરૂહ છે, પરંતુ જો મુસાફિરને નમાઝમાં પોતાના સામાનની ફિકર અને ચિંતા હોય અને તેના કારણે ખુશૂઅ-ખુઝૂઅ (એકાગ્રતા અને તલ્લીનતા) જળવાતા ન હોય તો એ

હેતુથી તીરછી નજરે જોવું મકરૂહ ન થશે કે જોઈ લેવાથી ફિક્ર દૂર થઈ જાય અને ખુશૂઅ તથા ખુઝૂઅ હાસિલ થઈ જાય.

('શામી' ૧/૪૭૫)

## શહાદતનું બયાન

### ૧૭૧ ચોર, ડાકૂ અથવા બાગી (બળવાખોર) જો મુસાફિરની હત્યા કરે તો શહીદ થશે ?

ડાકૂ વિગેરેએ મુસાફિરને કતલ કરી દીધો અથવા કોઈ પણ ચીઝથી મારી દીધો અને તે જ સ્થળે તે તત્કાળ મૃત્યુ પામ્યો તો શહીદ થશે. એટલે ગુસલ અને કફન વગર, તે જ લિબાસમાં દફન કરી દેવામાં આવે. અલબત્ત, જનાઝાની નમાઝ પઢવામાં આવશે.

જો તત્કાળ મૃત્યુ ન થયું, બલકે કંઈક દુન્યવી વાતચીત કરી અથવા દવા, રાહત વિગેરેના અસબાબ મેળવ્યા (તે પછી મૃત્યુ થયું) તો શહીદના દુન્યવી અહકામ જારી ન થશે, બલકે સામાન્ય મર્દોની જેમ વર્તાવ કરવામાં આવશે. અલબત્ત, આખિરતના એ'તિબારથી શહીદ થશે. ('શામી' ૧/૬૭૦)

## ૧૭૨ મુસાફિરની પોતાના સામાનની હિફાઝતમાં હત્યા થાય તો ?

ડાકૂઓએ મુસાફિરથી તેનો સામાન અને સંપત્તિ છીનવી લેવા ચાહી, પરંતુ તેણે આપવાથી ઈનકાર કર્યો અને તેમના હુમલાનો સામનો પણ કર્યો, પરંતુ મુકાબલામાં ટકી ન શકયો અને મરણ પામ્યો તો શહીદે દુન્યવી ત્યારે થશે જયારે ધારદાર હથિયાર અથવા બંદૂક વિગેરેથી હત્યા કરવામાં આવી હોય.

જો સખત મારના કારણે મરી ગયો તો શહાદતે દુન્યવીના અહ્કામ જારી ન થશે.

('શામી' ૧/૬૭૦)

## ૧૭૩ હાદિસા (દુર્ઘટના)માં મરનાર શહીદ થશે ?

મુસાફિર જો ટ્રેઈન, બસ વિગેરેમાંથી પડી જવાના કારણે મરી જાય અથવા કપાઈ જાય અથવા અકસ્માતમાં મરી જાય તો તે શહીદે ઉખ્રવી (આખિરતના એ'તિબારથી શહીદ) થશે, પરંતુ દુનિયામાં શહાદતના અહકામ તેના પર જારી ન થશે.

# રોઝહનું બયાન

## ૧૭૪ મુસાફિરના માટે રમઝાનમાં રોઝહ અફઝલ છે કે ઈફતાર ?

(૧) શરઈ સફરના અંતર ૭૭ ૧/૪ કિ.મી. કરતાં ઓછો સફર હોય તો જેમ નમાઝ કસર કરવી જાઈઝ નથી તેમ રમઝાનના રોઝહ છોડવા પણ જાઈઝ નથી.

(૨) મુસાફિર તંદુરસ્ત અને તાકાતવાળો હોય તથા રોઝહ રાખવાથી સખત મુશ્કેલી અને પરેશાનીનો સંભવ ન હોય તો રમઝાનના મુબારક મહિનામાં રોઝહ રાખવા અફઝલ અને બેહતર છે. એનાથી વિરુદ્ધ સંજોગોમાં રમઝાનના રોઝહ ન રાખવા જાઈઝ છે.

(૩) સફર દરમિયાન કોઈ સ્થળે પંદર દિવસ કરતાં ઓછા દિવસ રોકાવાનો ઈરાદો હોય તો રોઝહ ન રાખવાની ગુંજાઈશ છે; પરંતુ બેહતર અને અફઝલ એ છે કે, રમઝાનના મુબારક મહિનાની ફઝીલતને હાથમાંથી જવા દેવામાં ન આવે.

('શામી' ૨/૧૩૪)

(૪) રમઝાનમાં મુસાફિરે રોઝો રાખ્યો નથી. એ હાલતમાં તે

દિવસના સમયે વતન પહોંચી ગયો અથવા કોઈ સ્થળે પંદર દિવસ રહેવાની નિય્યત કરી લીધી તો :-

(i) ઝવાલ પહેલાં પહોંચી ગયો હોય અને સુબ્હે સાદિક પછી કંઈ ખાધું-પીધું ન હોય તો રોઝહની નિય્યત કરી લે, રોઝહ થઈ જશે.

(ii) ઝવાલ પછી પહોંચ્યો હોય અથવા સુબ્હે સાદિક પછી કંઈ ખાધું-પીધું હોય તો તે દિવસનો રોઝહ ન થશે, પરંતુ હવે ઈફતાર સુધી ખાવું-પીવું મકરૂહ થશે.

## ૧૭૫ મુસાફિરે રમઝાનનો રોઝહ તોડવા વિષે

(૧) ઈકામતની હાલતમાં રોઝહની નિય્યત કરે અને સફરની શરૂઆત સુબ્હે સાદિક પછી કરે તો તે દિવસે રોઝહ ન તોડે; પરંતુ તકલીફ થાય અને રોઝહ પૂરો કરવો મુશ્કેલ હોય તો તોડી શકે છે. સફરની શરૂઆત સુબ્હે સાદિક પહેલાં કરે તો તે દિવસે રોઝહ ન રાખવો જાઈઝ છે.

(૨) સફરની હાલતમાં રોઝહની નિય્યત કરી લીધા પછી ઉઝર અને પરેશાની વગર રોઝહ તોડવું મુનાસિબ નથી, છતાં તોડી નાખશે તો માત્ર કઝા કરવી પડશે, કફ્ફારો લાઝિમ ન થશે.

(૩) સફરનો ઈરાદો છે. હજુ સફર શરૂ નથી કર્યો અને નીકળવાથી

પહેલાં શરઈ ઉઝ્ર વગર ઈકામતની હાલતમાં રોઝહ તોડી નાંખે તો કઝા અને કફ્ફારહ બંને લાઝિમ થશે.

('શામી' ૨/૧૩૩)

(૪) રોઝહદાર મુકીમે સફર કર્યો અને શરઈ અંતરથી પહેલાં પાછો આવ્યો અને રોઝહ તોડી નાખ્યો તો તેના પર કઝા અને કફ્ફારહ બંને લાઝિમ થશે. ('શામી' ૨/૧૩૩)

## ૧૭૬ રોઝહથી બચવાના માટે સફર કરવો અથવા લાંબો રસ્તો ઈખ્તિયાર કરવો જાઈઝ છે ?

(૧) રમઝાનનો મહિનો હતો અને સખત ગરમી હતી. કમઝોર હિંમતવાળા માણસે (રોઝહ વાજિબ ન થાય તે માટે) ઈરાદો કર્યો કે સફર કરી લઉં. શિયાળામાં રોઝહ કઝા કરી લઈશ.

(૨) એ જ પ્રમાણે કોઈ સ્થળ સુધી પહોંચવાના બે રસ્તા હતા. એક રસ્તો નજીકનો હતો જેનાથી શરઈ સફરનું અંતર પૂરું થતું નથી અને બીજો લાંબો રસ્તો માત્ર એટલા માટે ઈખ્તિયાર કરે કે રોઝહ રાખવા વાજિબ ન થશે.

ઉપરના બંને સંજોગોમાં રોઝહ ન રાખવા જાઈઝ છે; પરંતુ આ એક અશોભનીય અને ધૃણાસ્પદ યુક્તિ (હિલહ) છે.

## ૧૭૭ જે દેશમાં દિવસ લાંબો કે ટૂંકો હોય ત્યાં મુસાફિર શું કરે ?

(૧)

તે દેશો જ્યાં નિયમ વિરુદ્ધ સામાન્ય રીતે ૨૨-૨૩ કલાકનો દિવસ હોય છે તો એવા દેશોમાં જો કોઈ મુસાફિર રમઝાન મહિનામાં પહોંચ્યો તો ત્યાં સૂરજ ડૂબ્યા પછી જ તેના માટે ઈફતાર કરવું જાઈઝ થશે. પોતાના દેશના સૂરજ ડૂબવાના સમયનો અંદાઝો કરીને ઈફતાર કરવું દુરુસ્ત ન થશે.

જો દિવસ ૨૪ કલાકના કરતાં પણ લાંબો હોય તો ૨૪ કલાક પૂરા થાય ત્યારે જરૂરત જેટલા પ્રમાણમાં ખાઈ-પીને ઈફતાર કરી શકે છે.

પરંતુ જો એટલા લાંબા દિવસનો રોઝહ પૂરો કરવાથી મુસાફિરના મર્ઝ (બીમારી)માં વધારો થવાનો અથવા હલાકત (મૃત્યુ થવાનો) સંભવ હોય તો રોઝહ તોડી નાખવો જાઈઝ થશે.

અને જો સહન કરી શકતો હોવા છતાં રોઝહ તોડી નાખશે તો ગુનેહગાર થશે, પરંતુ આ હુકમ ત્યારે છે, જ્યારે સુબ્હે સાદિક બાદ તેણે સફરની શરૂઆત કરી હોય.

અને જો સુબ્હે સાદિકથી પહેલાં જ સફર શરૂ કરી ચૂકયો હોય તો ભલે તેણે રોઝહ રાખવાની નિય્યત કરી લીધી હતી તો પણ રોઝહ તોડી નાખવું જાઈઝ છે.

(૨)

જો લાંબા દિવસોવાળા દેશોના રહેવાસીઓ એવા દેશોનો સફર કરે જ્યાં તેમના દેશની સરખામણીમાં દિવસો ઘણાં ટૂકાં માત્ર બે-ત્રણ કલાકના-હોય છે તો એવા મુસાફિરો પણ એ પ્રદેશના લોકોની જેમ સેહરી અને ઈફતારીમાં અમલ કરે. ('શામી' ૧/૨૨૯)

## ૧૭૮ વિમાનમાં રોઝહ ઈફતાર કયારે કરે ?

આ બાબતમાં નિયમ એ છે કે, મુસાફિર, ઈફતારના સમયે જ્યાં હોય ત્યાંના ગુરૂબ (સૂર્યાસ્ત)નો એ'તિબાર કરે. એટલે જ્યાં સુધી વિમાનમાં સૂરજ દેખાતો રહે ત્યાં સુધી ઈફતાર કરવું જાઈઝ નથી. ('શામી' ૨/૮૮)

## ૧૭૯ રોઝહ ઈફતાર કરવા બાદ વિમાનમાં બેઠો, પછી સૂરજ દેખાયો તો ?

એક શખ્સે પોતાના રહેઠાણે રોઝહ ઈફતાર કરવા બાદ વિમાનમાં પશ્ચિમ દિશા તરફ એટલો ઝડપી પ્રવાસ કર્યો કે, સૂરજ

પાછો દેખાવા લાગ્યો તો તેનો રોઝહ બાતિલ ન થશે, બલ્કે સહીહ થઈ જશે. અલબત્ત, ફરી સૂરજ ગુરૂબ થાય ત્યાં સુધી રોઝહમાં મનાઈ કરેલી બાબતોથી બચવું વાજિબ છે. ('શામી' ૧/૨૬૫)

## ૧૮૦ અરબસ્તાનથી ભારત આવનાર કે ભારતથી અરબસ્તાન જનારના રોઝહ અને ઈદના મસાઈલ

જુઓ મસ્અલા નંબર ૧૩૦, પાનું ૧૩૧

## ૧૮૧ મુસાફિરના છૂટેલા રોઝહની કઝા અને ફિદયાના મસાઈલ

(૧) વતનમાં પાછા આવ્યા બાદ, સફરમાં છૂટેલા રોઝાની કઝા કરવાની તાકાત હોય તો ફિદયહ આપવો જાઈઝ નથી. પ્રથમ ફુરસદમાં કઝા કરવી જોઈએ. કઝા કરવા પહેલાં મોતની નિશાની જાહેર થાય તો વફાત પહેલાં ફિદયાની વસિય્યત કરવી જોઈએ, આ શરતે કે વારસામાં માલ છોડયો હોય.

છૂટી ગયેલા દરેક રોઝહના બદલે અર્ધો સાઅ (લગભગ એક કિલો અને સાતસો ગ્રામ) ઘઉં વારસદારોએ ગરીબોને આપવાથી ફિદયો અદા થઈ જશે.

(૨) મુસાફિર જો સફર દરમિયાન મરણ પામે તો એ સફરમાં છૂટેલા રોઝહ માટે ન તો વસિય્યત કરવી વાજિબ છે કે નં તેના તરફથી ફિદયહ આપવો વાજિબ છે.

('દુર્રે મુખ્તાર' ૨/૧૨૭)

# ઝકાતનું બયાન

## ૧૮૨ શું મુસાફિર પર ઝકાત વાજિબ છે ?

જે શખ્સ નિસાબ જેટલા માલનો માલિક હોય અને તે સફરની હાલતમાં હોય અને એ જ હાલતમાં તેના માલ પર એક વરસ વીતી જાય તો તેના પર ઝકાત વાજિબ થઈ જશે.

('આલમગીરી' ૧/૧૭૨)

## ૧૮૩ મુસાફિર પર સદકએ ફિત્ર વાજિબ છે ?

મુસાફિર પાસે એટલો માલ હોય કે વતનમાં રહેતી વેળા તેના પર સદકએ ફિત્ર વાજિબ હોય તો તેના પર સદકએ ફિત્ર વાજિબ છે.

('બદાઈઅ' ૨/૭૦)

## ૧૮૪ મુસાફિર ઝકાત અને સદકએ ફિત્ર ક્યાં અદા કરે ?

ઝકાત : મુસાફિર ભલે દુનિયાના ગમે તે ખૂણામાં હોય, એનો માલ જ્યાં હોય ત્યાં જ ઝકાત અદા કરાવે.

સદકએ ફિત્ર : મુસાફિર જ્યાં હોય ત્યાં જ સદકએ ફિત્ર અદા કરે. એટલે (તે જે દેશમાં હોય) તે દેશમાં અર્ધો સાઅ (લગભગ એક કિલો અને સાતસો ગ્રામ) ઘઉંની જે કિંમત થાય તે અદા કરે. ભલે, તેના વતનમાં (કિંમત) વધારે હોય કે ઓછી.

('બદાઈઅ' ૨/૭૫)

## ૧૮૫ માલદાર મુસાફિર ઝકાત, ફિત્રહ કે વ્યાજની રકમ વાપરી શકે ?

મુસાફિરને કોઈ એવી જરૂરત પેશ આવી કે તેને પૂરી કરવા વગર બીજો કોઈ ઉપાય નથી, તાત્કાલિક તેને પૂરી કરવી જરૂરી હોય તો તીવ્ર જરૂરતના કારણે ઝકાત, ફિત્રહ કે વ્યાજની રકમ લઈને વાપરવાની ગુંજાઈશ આ શરતે છે કે પવિત્ર માલ મળવાની કોઈ આશા ન હોય. બેહતર આ છે કે કર્ઝ મેળવવાની કોશિશ કરે.

('આલમગીરી' ૧/૧૮૮)

### ૧૮૬ શું સફીર અથવા પ્રતિનિધિ ઝકાતની રકમ વાપરી શકે ?

સફીર (ઝકાતની) રકમનો માલિક નથી, બલકે મદ્રસા સુધી પહોંચાડવાનો વકીલ (પ્રતિનિધિ) છે અને વકીલના માટે હરગિઝ જાઈઝ નથી કે ઝકાતની રકમ વાપરે. ભલેને બાદમાં પરત કરવાનો ઈરાદો ધરાવતો હોય.

(મુસ્તફાદ 'ફતાવા રહીમિય્યહ', ઉર્દૂ ૫/૧૬૪)

## કુર્બાનીનું બયાન

### ૧૮૭ શું મુસાફિર પર કુર્બાની વાજિબ છે ?

મુસાફિરની પાસે ભલે નિસાબ જેટલો માલ હોય, જો તે કુર્બાનીના દિવસો : ૧૦ ઝિલહજજહના તુલૂએ આફતાબ (સૂર્યોદય)થી ૧૨ ઝિલહજજહના ગુરૂબે આફતાબ (સૂર્યાસ્ત) સુધી સફરમાં હોય તો એવા મુસાફિર પર કુર્બાની વાજિબ નથી. પાછા આવ્યા બાદ પણ એની કઝા વાજિબ નથી.

('શામી' ૫/૨૧૯)

## ૧૮૮ હજના દિવસોમાં હાજી પર કુર્બાની વાજિબ છે ?

હાજી મુકીમ હોય કે મુસાફિર, જો 'હજ્જે તમત્તુઅ' અથવા 'હજ્જે કિરાન' કરે તો તેના પર હજની કુર્બાની વાજિબ છે. એ ઈદની કુર્બાની ઉપરાંત વધારાની છે અને માત્ર હરમની હદમાં જ કરવું જરૂરી છે.

મસ્અલા નંબર ૬૯, પાના નંબર ૮૧ માં બતાવ્યા પ્રમાણે જો હાજી હજ્જના દિવસોમાં મુકીમ હોય તો ઈદની કુર્બાની વાજિબ છે, જો મુસાફિર હોય તો વાજિબ નથી. ઈદની કુર્બાની હાજીની ઈજાઝતથી ગમે ત્યાં કરવી જાઈઝ છે.

## ૧૮૯ જાનવર ખરીદવા બાદ સફર કરે તો કુર્બાનીનો શું હુકમ છે ?

(૧)

જો જાનવર ખરીદનાર માણસ માલદાર ન હતો કે તેના પર કુર્બાની વાજિબ થાય, છતાં તેણે કુર્બાનીના માટે જાનવર ખરીદી લીધું તો સફરમાં જવા છતાં તેનાથી કુર્બાની સાકિત (માફ) ન થશે, બલકે કુર્બાની કરવી વાજિબ થશે. જો કુર્બાની નહિ કરી તો સદકહ કરવો વાજિબ થશે.

(૨)

જો જાનવર ખરીદનાર માણસ માલદાર હોય જેનાથી તેના પર કુર્બાની વાજિબ હતી અને તેણે કુર્બાનીના દિવસો પહેલાં સફરની શરૂઆત કરી દીધી તો કુર્બાની સાકિત (માફ) થઈ જશે. અલબત્ત, જો કુર્બાનીના દિવસો દરમિયાન સફરની શરૂઆત કરે તો કુર્બાની સાકિત (માફ) ન થશે. ('શામી' ૫/૨૧૯)

### ૧૯૦ કુર્બાનીના છેલ્લા દિવસે પાછો આવ્યો તો શું હુકમ છે?

કુર્બાનીના દિવસોથી પહેલાં સફરમાં હતો અને કુર્બાનીના છેલ્લા દિવસે (વતનમાં) પાછો આવ્યો અથવા કોઈ જગ્યાએ સૂર્યાસ્તથી પહેલાં ઈકામતની નિય્યત કરી લીધી તો તેના પર કુર્બાની એ શરતે વાજિબ થશે કે તે માલદાર હોય, એટલે જો જાનવર ન મળી શક્યું અથવા મળવું શક્ય તો હોય, પરંતુ એટલો સમય નથી કે જાનવર લાવીને ઝબહ કરી શકે તો પછી કુર્બાનીના જાનવરનો અથવા તેની કિંમતનો સદકો કરવો વાજિબ થશે. ('આલમગીરી' ૫/૨૯૬)

### ૧૯૧ શું મુસાફિર પર તકબીરે તશરીક વાજિબ છે?

મુસાફિર પર તકબીરે તશરીક વાજિબ નથી છતાં પઢે તો

બેહતર છે. જો મુસાફિર જમાઅતની સાથે નમાઝ અદા કરે તો તેના પર પણ તકબીરે તશરીક વાજિબ થઈ જશે.

('આલમગીરી' ૧/૪૫૨)

## હજ્જનું બયાન

### ૧૯૨ મહરમ વગર હજ્જનો હુકમ

(૧)

મસ્અલા નં. ૧૮, પાના નંબર ૪૧ માં જણાવેલા મહરમના તમામ મસાઈલ ઔરતના હજના સફરને પણ લાગુ પડે છે. મહરમ વગર હજના માટે જશે તો ગુનેહગાર થશે. જો કે કરાહતે (મકરૂહે) તહરીમી સાથે તેનો હજનો ફરીઝહ અદા થઈ જશે.

('શામી' ૨/૧૫૯)

(૨)

મહરમને સાથે લઈ જવાની ઔરતમાં તાકત ન હોય અથવા મહરમ ન મળે અને મોત સુધી ન મળી શકે તો હજ્જે બદલની વસિય્યત કરવી વાજિબ થશે.

('આલમગીરી' ૧/૨૧૮)

## ૧૯૩ મક્કા પહોંચીને પતિનો ઈન્તિકાલ થઈ જાય અથવા તલાક આપી દે તો શું કરે ?

મક્કા પહોંચીને પતિનો કે મહરમનો ઈન્તિકાલ થઈ જાય અથવા પતિ તલાક આપી દે તો ઔરત મજબૂરીના કારણે ઈદ્દતમાં મહરમ વગર હજના અરકાન અદા કરી લે. તે પછી ત્યાં રહેવું શક્ય હોય તો મકાનની બહાર ન નીકળે. જો ઈદ્દતની અંદર વતન પાછી ફરે તો સીધી ઘરે પહોંચી જાય. ('ઝુબ્દતુલ મનાસિક' ૧/૨૫)

## ૧૯૪ ઈદ્દતની હાલતમાં હજ્જ માટે સફર કરવું જાઈઝ છે ?

ઈદ્દતની હાલતમાં ઔરતના માટે સફરમાં જવું જાઈઝ નથી. ભલે, એ હજ્જનો સફર કેમ ન હોય. ('શામી' ૨/૨૬૩)

## ૧૯૫ હજ્જના સફરમાં હાજી મરણ પામે તો ?

હજ્જના સફર દરમિયાન મુસાફિર (હજ્જ પૂર્ણ થાય તે પહેલાં) મરણ પામે તો તેની બે સૂરતો (પ્રકારો) છે :-

(૧)

જે વરસે હજ્જના માટે ગયો તે જ વરસે જો તેના પર

હજ્જ ફર્ઝ થઈ હતી તો તેના પર ઈન્તિકાલ વખતે હજ્જે બદલની વસિય્યત કરવી વાજિબ નથી.

(૨)

હજ્જ અગાઉ ફર્ઝ થઈ ચૂકી હતી, પરંતુ મોડું કરીને બીજા કોઈ વરસે હજ્જ કરવા માટે જઈ રહ્યો હોય અને ત્યારે મરણ પામે તો તેના માટે હજ્જે બદલની વસિય્યત કરવી વાજિબ થશે.

વસિય્યત ન કરી શકયો તો વારસદારો પોતાના તરફથી હજ્જે બદલ કરાવી લે તો બેહતર છે. ('શામી' ૨/૨૬૩)

# તલાક, ઈદ્દત, ખોરાકી, પોષાકી અને ગુમ થયેલાઓનું બયાન

## ૧૯૬ પતિ સફર દરમિયાન તલાક આપે કે મરણ પામે તો પત્ની શું કરે ?

(૧)

જે સ્થળે ઈન્તિકાલ થયો અથવા તલાક આપી, તે સ્થળથી વતનનું અંતર શરઈ સફરના અંતર (૭૭ ૧/૪ કિ.મી.) કરતાં ઓછું હોય તો વતન પાછી ફરે.

(૨)

જો વતનનું અંતર શરઈ સફરના અંતર કરતાં વધારે હોય અને મંઝિલે મકસૂદ (લક્ષ્ય સ્થાન)નું અંતર શરઈ સફરના અંતર કરતાં ઓછું હોય તો સફર ચાલુ રાખે.

(૩)

જો બંને તરફનું અંતર શરઈ સફરના અંતર જેટલું (કે વધારે) હોય તો તેની બે સૂરતો છે :-

(અ)

તેના પતિએ જ્યાં તલાક આપી અથવા જ્યાં ઈન્તિકાલ થયો તે સ્થળ જો રહેવાના લાયક નથી, બલકે વેરાન (ઉજ્જડ પ્રદેશ) છે અથવા ચહલ પહલ (લોકોની આવ-જા) તો છે, પરંતુ અમન અને હિફાઝત નથી તો જો મહરમ સાથે હોય તો વતનનો અથવા મંઝિલે મકસૂદનો સફર કરીને ઈદ્દત ગુઝારે અને જો મહરમ ન હોય તો કોઈ નજીકના અમનવાળા (સુરક્ષિત) સ્થળે જઈને ઈદ્દત ગુઝારે.

(બ)

અને જો કોઈ શહેર અથવા ગામમાં આ બનાવ બને તો મહરમની સાથે જ્યાં ચાહે ત્યાં જઈ શકે છે અને જો મહરમ ન હોય તો ત્યાં જ ઈદ્દત ગુઝારે. ('બદાઈઅ' ૩/૨૦૭)

# મસ્જિદના ઉપયોગનું બયાન

## ૧૯૭ મુસાફિરે મસ્જિદમાં સૂવું, ખાવું-પીવું જાઈઝ છે?

મસ્જિદમાં એ'તિકાફ કરનારાઓને અને મુસાફિરને સૂવાની ઈજાઝત છે. મુસાફિર પણ એ'તિકાફની નિય્યત કરીને પ્રથમ કંઈક ઈબાદત કરવા બાદ બીજા કામો કરે.

## ૧૯૮ મસ્જિદની ચટાઈ અને પંખાનો ઉપયોગ

- મુસાફિરના માટે મસ્જિદની ચટાઈનો ઉપયોગ કરવો જો કે જાઈઝ છે, પરંતુ એહતિયાત કરવું (ન વાપરવું) અવલા અને અફઝલ છે.
- મસ્જિદની વીજળી (લાઈટ) અને પંખા નમાઝના સમય સિવાય વાપરવા ન જોઈએ.

ફિકહમાં એની મિસાલ એ છે કે : મસ્જિદના દીવા-બત્તીનો જો કોઈ દર્સ-તદરીસ (ઈલ્મ શીખવા-શીખવવા) માટે પણ નમાઝના સમય સિવાય ઉપયોગ કરવા ચાહે તો નથી કરી શકતો.

ત્રીજા ભાગની રાત સુધી સામાન્ય રીતે ઈશા થાય છે એટલે ત્રીજા ભાગની રાત સુધી જો મસ્જિદમાં ચિરાગ (દીવા-બત્તી)માં

દર્સ-તદરીસ (શીખવા-શીખવવા)માં મશગૂલ રહે તો ત્યાં સુધી જાઈઝ છે, એના બાદ ઈજાઝત નથી. એટલે સૂવાના માટે પણ વીજળી અને પંખાનો ઉપયોગ ન કરવો જોઈએ. ('આલમગીરી' ૧/૨૧૫)

### ૧૯૯ જનાબત (ફર્ઝ ગુસલ)ના માટે મસ્જિદમાંથી પસાર થવું પડે તો ?

મુસાફિરને જનાબત (વીર્ય સ્ખલનનું ફર્ઝ ગુસલ) લાગુ થયું અને મસ્જિદ સિવાય તેને બીજે ક્યાંય ગુસલ કરવું શક્ય ન હોય તથા મસ્જિદના ગુસલખાનાની જગા એવા સ્થાને આવેલી છે કે મસ્જિદની હદમાંથી પસાર થવા વગર ત્યાં સુધી પહોંચવું શક્ય નથી તો ગુસલના માટે મસ્જિદની હદમાંથી પસાર થવાની ગુંજાઈશ છે, પરંતુ એનાથી પહેલાં તયમ્મુમ કરવું વાજિબ થશે. ('શામી' ૧/૧૨૬)

## સફરથી વાપસીનું બયાન

### ૨૦૦ વાપસીની મુસ્તહબ રીત

(૧) લાંબા સફરથી વાપસ થાય ત્યારે પોતાના ઘરવાળાઓને અગાઉથી એની જાણ કરી દો.

(૨) પોતાના વતન પહોંચીને પ્રથમ ખાનએ ખુદામાં (મસ્જિદમાં) હાજર થઈને બે રકા'ત નમાઝ શુક્રાના તરીકે પેશ કરવી જોઈએ.

(3) મુસાફિરની વાપસી વખતે ખાનદાનમાં ખાસ રીતે ઘરમાં ખૂશી અને આનંદનું વાતાવરણ પેદા થઈ જાય છે. એવા સમયે મુનાસિબ છે કે આવનાર પોતાની સાથે ઘરવાળાઓ, બાળકો અને પોતાના સગાં-સ્નેહીઓ અને મિત્રોના માટે કંઈક ભેટ-તોહફા લાવે. એનાથી ખૂશી બેવડી થાય છે અને મુહબ્બત તથા ઉલ્ફત મજબૂત થાય છે.

# મુસાફહ અને મુઆનકહનું બયાન

## ૨૦૧ મુસાફહની ફઝીલત અને મસાઈલ

(૧) જ્યારે બે મુસલમાનો મળે છે અને મુસાફહ કરે છે ત્યારે એ બંનેના છૂટા પડવાથી પહેલાં એ બંનેના (નાના) ગુનાહ માફ થઈ જાય છે. ('અબૂ દાવૂદ શરીફ' ૭૦૮)

(૨) બંને હાથ વડે મુસાફહ કરવું મસનૂન છે.

(૩) મુસાફહ સલામની પૂર્તિ છે, એટલે મુસાફહથી પહેલાં સલામ કરવી જોઈએ.

(૪) વિદાય વખતે પણ મુસાફહ જાઈઝ છે.

(૫) મુસાફહ વખતે પોતાનો હાથ ચૂમવો કે સીના પર મૂકવાની કોઈ અસલ અને કોઈ હકીકત નથી, બલકે જહાલત અને ઈસ્લામી આદાબથી અજ્ઞાનતાનું પરિણામ છે. અલ્લામા શામી (રહ.)એ એને મકરૂહે તહરીમી લખ્યું છે.

('આલમગીરી' ૫/૩૩૭)

## ૨૦૨ મુઆનકહ ક્યારે મસનૂન છે ?

સફરથી આવે ત્યારે મુઆનકહ કરવું મસનૂન છે. સફર વગર પણ ઈકરામ અને તા'ઝીમ તેમજ ઉલ્ફત અને મુહબ્બતના કારણે મુઆનકહ કરવું જાઈઝ છે, પરંતુ જો મુઆનકહ કરનારના શરીર પર ઈઝાર સિવાય ખમીસ (કફની) કે ચાદર વિગેરે ન હોય (ઉપરનું અડધું શરીર વસ્ત્ર વિહોણું) હોય તો કેટલાક હઝરાતના કૌલ પ્રમાણે આ સ્થિતિમાં મુઆનકહ મકરૂહ છે.

('આલમગીરી' ૫/૩૩૭)

# ટ્રેઈનમાં સફરના મસાઈલ

## ૨૦૩ ટિકિટ વગર મુસાફરી કરવી

(૧) હુકૂમત (સરકાર) ભલે મુસ્લિમ હોય કે ગેરમુસ્લિમ, ટિકિટ (ભાડું ચૂકવ્યા) વગર સફર કરવો જાઈઝ નથી.

(૨) જો કયારેક સંજોગવશાત ટિકિટ વગર સફર કરવાની નોબત આવી પડે તો બાદમાં એટલા જ અંતરની ટિકિટ લઈને મુસાફરી કરવા વગર ફાડી નાંખે કે જેથી સરકારને તેની ભાડાની રકમ મળી જાય.

## ૨૦૪ કાયદા વિરુદ્ધ વધારે સામાન લઈ જવો

સરકાર તરફથી અથવા કોઈ પણ સવારીવાળા (ભાડેથી વાહન ફેરવવાવાળા) તરફથી સામાનનું જે પ્રમાણ નકકી થયેલું હોય તેના કરતાં વધારે સામાન વધારાનું ભાડું ચૂકવ્યા વગર લઈ જવો જાઈઝ નથી. અલબત્ત, જો કોઈ બીજાને કહી દે કે, મારી પાસે સામાન વધારે છે અને તમારી પાસે ઓછો છે તો મારા આ વધારાના સામાનને તમારા હિસ્સામાં લગાવી દો, જેથી મારે (વધારે ભાડું ચૂકવવું ન પડે) તો કોઈ વાંધો નથી. ('ફતાવા દારુલ ઉલૂમ', કદીમ ૬/૬)

## ૨૦૫ વાપરેલી ટિકિટ ફરી પાછી વાપરવી

હઝરત અશરફ અલી થાનવી (રહ.) ફરમાવે છે કે,

'રેલ્વેની ટિકિટથી અને એ જ રીતે ટપાલની ટિકિટથી ફરી પાછો ફાયદો ઉઠાવવો જાઈઝ નથી, કારણ કે જેટલા કામની આ રસીદ (ટિકિટ) હતી, એટલું કામ તો આપે લઈ લીધું. જો બીજું કામ (મુસાફરીનું) લેવું હોય તો બીજી ટિકિટ લેવી પડશે, એનાથી (એક વખત વાપરેલી ટિકિટથી) ફરી પાછો લાભ લેવો હરામ થશે.'

## ૨૦૬ રેલ્વેના કર્મચારી સાથે ટિકિટ વગર મુસાફરી

સામાન્ય રીતે રેલ્વે કર્મચારી પોતાના મિત્રો અને સ્નેહીઓથી કહી દે છે કે : 'ટિકિટ લેશો નહિ ! હું સાથે જ છું.'

તો જો તેની પાસે રેલ્વેનો પાસ હોય, જેમાં બીજાઓને પણ લઈ જવાની ઈજાઝત હોય ત્યારે તો દુરુસ્ત છે અને જો એની ઈજાઝત ન હોય ત્યારે જાઈઝ નથી.

## ૨૦૭ સરકારી કામના માટે પાસ હોય તો તેનાથી અંગત કામ માટે સફર કરવો જાઈઝ છે ?

કેટલીક કંપનીઓ તરફથી કર્મચારીઓને પાસ આપવામાં

આવે છે. જો એ પાસ વિશે આ બંધન હોય કે માત્ર કંપનીના કામ માટે જ છે તો અંગત કામના માટે એનાથી સફર કરવો દુરુસ્ત નથી.

અને જો કોઈ બંધન ન હોય, બલકે વાણી કે વર્તનથી એની ઈજાઝત હોય તો ઝાતી (અંગત) કામના માટે એ પાસથી સફર કરવામાં કંઈ વાંધો નથી. ('ઈમ્દાદુલ કલામ' ૪/૧૪૨)

## ૨૦૮ ટ્રેઈનમાં જગ્યાના માટે પોલીસને અથવા કુલીને લાંચ આપવી જાઈઝ છે ?

સરકારે મુસાફિરોને આ હક આપેલો છે કે :

સૌથી પહેલો પહોંચે અને જગાની કોશિશ કરે તો તે સીટ (બેઠક)નો અને રિઝર્વેશનનો અધિકારી થશે.

હવે જો કૂલી અથવા બીજા કોઈએ હક દબાવી રાખેલો હોય તો પોતાનો આ હક મેળવવાના માટે લાંચ આપવાની ગુંજાઈશ થશે.

## ૨૦૯ સફરમાં આમતેમ પડેલાં (નધણિયાતા) સામાનનો હુકમ

ટ્રેઈન, બસ અથવા બીજે કયાંક કોઈ લાવારિસ (બિનવારસી) સામાન આમતેમ પડેલો હોય તો તેને ઉઠાવવો ન જોઈએ.

હા, જો તેના નષ્ટ થઈ જવાનું યકીન હોય તો ઉઠાવવું જરૂરી થશે, પરંતુ એવો સામાન ઉઠાવી લેનારની શરઈ જવાબદારી થઈ જાય છે કે તે એલાન (જાહેરાત) કરે કે કોનો સામાન છે ?

જો માલિકના મળવાથી અથવા તેના આવવાથી અથવા તેના સુધી પહોંચવાથી નિરાશ થઈ જાય અથવા તો સામાન ખરાબ થઈ જવાનો સંભવ હોય તો તેના તરફથી સદકહ કરી દે અથવા જો તે (જેને સામાન મળ્યો છે તે) પોતે મોહતાજ હોય તો પોતે પણ તેનો ઉપયોગ કરી શકે છે, પરંતુ જો માલિક આવી પહોંચે અને માલ પરત કરવાની માંગણી કરે તો જો તે સામાન સુરક્ષિત હોય તો તે સામાન પરત કરવો વાજિબ થશે અને જો સામાન સુરક્ષિત ન હોય તો તેનું વળતર આપવું વાજિબ થશે. ('દુર્રે મુખ્તાર', જિ. ૩)

## ૨૧૦ ટ્રેઈનમાં વેચાતી મરઘી અને બિર્યાનીનો હુકમ

ટ્રેઈનમાં મરઘી, બિર્યાની વેચનારા કદી મુસલમાન હોય છે અને કદી ગેરમુસ્લિમ. વળી, આ બંને પ્રકારના લોકો કયાં તો કોઈ સ્ટેશન પર આવેલી હોટલના અથવા ટ્રેઈનનાં રસોઈ ભંડાર (ડાઈનિંગ કાર)ના કર્મચારીઓ હોય છે. જો કે હોટલ અને ડાઈનિંગ કારના વ્યવસ્થાપકો અને કાર્યકર્તાઓ સામાન્ય રીતે ગેરમુસ્લિમ હોય છે.

શરઈ રીતે ગેર મુસ્લિમોથી ગોશ્તની વાનગીઓ ખરીદવી જાઈઝ નથી, કારણ કે જાનવર શરઈ રીતે ઝબહ ન થયું હોવાનો સંભવ વધારે છે.

હા, આ શરત સાથે કે,

કોઈ મુસલમાન શહાદત (સાક્ષી) આપે કે,

- 'મેં (પોતે) ઝબહ કર્યું છે.' અથવા
- 'મારી સામે ઝબહ કરવામાં આવ્યું છે અને આ તે જ ઝબીહાનું ગોશ્ત છે.'

તો ખરીદી શકાય છે, નહિતર ખરીદી શકાતું નથી.

એટલે જો આ શરત મરઘી, બિર્યાનીમાં જળવાતી નથી તો એને ખરીદવું જાઈઝ નથી. ('આલમગીરી')

## મન્નતના મસાઈલ

### ૨૧૧ શીરીની વહેંચવાની મન્નત માનવી

જો કોઈએ આ નઝર (મન્નત) માની કે,

○ જો હું સફરથી કામિયાબ પાછો આવીશ અથવા

- જો અમુક ભાગી ગયેલો શખ્સ પાછો આવી જશે તો હું મસ્જિદમાં શીરીની વહેંચીશ.

આ નઝર (મન્નત) સહીહ છે. એટલે

- જ્યારે સફરથી કામિયાબ થઈને પાછો આવે અથવા
- ભાગી ગયેલો શખ્સ પાછો આવે ત્યારે નઝર (મન્નત) પૂરી કરવી વાજિબ અને જરૂરી થશે. જો કે,
- શીરીની જ વહેંચવી જરૂરી નથી અને
- ન કોઈ ખાસ મસ્જિદમાં મોકલવી જરૂરી છે, બલકે

કોઈ પણ ગરીબને ખવડાવી દેવામાં આવે અથવા
કિંમત સદકો કરી દેવામાં આવે અથવા
મસ્જિદમાં મોકલી દેવામાં આવે તો પણ સહીહ છે,
પરંતુ માલદાર માણસે એ શીરીની ખાવી ન જોઈએ,
કારણ કે એ ગરીબનો હક છે.

('દુર્રે મુખ્તાર' ૩/૭૨, 'ફતાવા દારુલ ઉલૂમ' ૧૨/૧૪૨)

## ૨૧૨ મઝાર પર બકરો કે ચાદર ચઢાવવાની મન્નત માનવી

કોઈએ આ નઝર (મન્નત) માની કે :

જો સફરથી (સહી સલામત) વાપસી થશે અથવા
જો કામિયાબ થઈને પાછો આવીશ,

તો ફલાણા બાબાના મઝાર પર બકરો કે ચાદર ચઢાવીશ.

અથવા બીજી કોઈ ગુનાહિત નઝર (મન્નત) માની તો ન આ મન્નત સહીહ છે અને ન એને પૂરી કરવી જરૂરી છે.

બલકે જો ચઢાવશે તો સખત હરામ કામ કરવાનો દોષિત થશે.

જાનવર અથવા કોઈ પણ સામાન, બુઝુર્ગના તકર્રુબ (સમીપતા)ના માટે જે ચઢાવવામાં આવે છે તે હરામ થાય છે. એટલે એને ખાવું પણ હરામ થશે. ('મિશ્કાત' ૨૯૭)

## છૂટક મસાઈલ

### ૨૧૩ સફરમાં ઊભા રહીને પાણી પીવું

જો ઘરમાં કે સફરમાં ઉઝરના કારણે બેસવું અશક્ય હોય અથવા તે જગ્યા કાદવ-કીચડવાળી હોવાથી બેસવું અશક્ય હોય અથવા ભીડ હોય તો આ સંજોગોમાં ઊભા રહીને પાણી પીવામાં કોઈ વાંધો નથી. ('આલમગીરી' ૪૧/૩૪૧)

## ૨૧૪ કુફ્રના અથવા ઈસ્લામ માટે અપમાનજનક શબ્દો મજબૂરીથી બોલવા પડે તો ?

જ્યાં મુસલમાનના વિરુદ્ધ વાતાવરણ હોય તેવા વિસ્તારમાં જો કોઈ મુસલમાન જો કોઈ ગેર મુસ્લિમના સકંજામાં આવી ગયો અને (ગેર મુસ્લિમે) તેને (મુસલમાનને) :

- કુફ્રના શબ્દો બોલવા માટે અથવા
- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે અપમાનજનક શબ્દો બોલવા માટે અથવા
- ઈસ્લામ ધર્મનું અપમાન કરવા માટે,

મજબૂર કર્યો અને જાનથી મારી નાખવાની ધમકી આપી,

તો એવી પરિસ્થિતિમાં,

પોતાના જાનની હિફાઝત (રક્ષા) અને બચાવ માટે,
માત્ર મોઢાથી કુફ્રના શબ્દો અથવા
ઈસ્લામના માટે કોઈ અપમાનજનક શબ્દો કહી દેવા જાઈઝ થશે, આ શરતે કે, દિલમાં પોતાના ઈમાન અને મુહબ્બતે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં કમી થવા ન પામે.

જો કે - એક કામિલ (પરિપૂર્ણ) મો'મિનના માટે,

અફઝલ અને બેહતર એ જ છે કે,
ગરદન ઊડાવી દેવામાં આવે,
શરીરના અંગોને કાપી નાખવામાં આવે,
માલ લૂંટી લેવામાં આવે,
છતાં પણ પોતાની ઝબાનથી
કુફ્રનો શબ્દ સુદ્ધાં ન નીકળે અને
ઈસ્લામ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે
અપમાનજનક એક અક્ષર પણ ન ઉચ્ચારે !

અને જો કોઈ એ રીતે મકકમ રહ્યો અને
તેણે શહાદતનો પ્યાલો પીધો
તો આખિરતમાં ઉચ્ચતમ દરજાઓ પર પહોંચીને
કઈ કઈ નેઅમતોથી નવાઝવામાં આવશે,
તે પહોંચવા પછી જ અંદાઝો કરી શકશે !

('બદાઈઅ' ૭/૧૭૭)

## ૨૧૫ સફરે નબવી (સલ.)ની આછી રૂપરેખા

- આકા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જુમેરાતના દિવસે સફર પસંદ ફરમાવતા. સામાન્ય રીતે સફર એ જ દિવસે ફરમાવતા

કારણ કે, આપનો સફર સરાસર (નખશિખ) ખયર પર આધારિત હોતો અને જુમેરાતે અઠવાડિયાના આ'માલ દરબારે ઈલાહીમાં પેશ કરવામાં આવે છે એટલે આપની તમન્ના રહેતી હતી કે આ અઝીમ સફર તે જ દિવસે ખુદાના દરબારમાં પહોંચી જાય.

☽ સરવરે દો આલમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સફરના માટે રવાના થતા ત્યારે છેવટે લખ્તે જિગર હઝરત ફાતિમા (રદિયલ્લાહુ અન્હા)થી મુલાકાત કરતા અને જ્યારે પાછા મદીના મુનવ્વરા તશરીફ લાવતા ત્યારે પણ પ્રથમ તેમને પોતાની ઝિયારતથી મુશર્રફ ફરમાવતા.

☽ સફર દરમિયાન કાફલા કરતાં આગળ વધતા ન હતા, બલકે તવાઝુઅ અને ઈન્કિસારી (વિનય અને વિનમ્રતા)ના કારણે અને સફરના સાથીઓની દેખરેખ નજર સમક્ષ હોવાથી કાફલાની પાછળ રહ્યા કરતા હતા.

☽ જો કોઈ સ્થળે કાફલો પડાવ નાખતો તો ઈર્શાદ ફરમાવતા,

'નજીક થઈને ઉતારો કરો !'

સહાબાએ કિરામ (રદિ.)ની આજ્ઞાપાલનની ભાવના જુઓ કે, તે લોકો એટલા નજીક થઈ જતા કે જો તેમના બધાંના ઉપર એક કપડું નાખી દેવામાં આવે તો તે બધાંને ઢાંકી લે.

- સફર દરમિયાન સાથીઓ સાથે હોય તો સામૂહિક કાર્યમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખાસ શિર્કત ફરમાવતા. એક વખતે ખાવાનું પકાવવાની નોબત આવી તો આપે વિનમ્રતા અને માયાળુ સ્વભાવના કારણે લાકડાં લાવવાની જવાબદારી પોતે ઉપાડી લીધી.
- રાતે આરામ કરવાનો કાર્યક્રમ કંઇક આ પ્રમાણે હતો :
  - જો રાતે ક્યાંક પડાવ નાખતા અને રાતનો સારો એવો હિસ્સો બાકી હોય તો સામાન્ય દિવસની જેમ જમણી કરવટ (પડખા) પર આરામ ફરમાવતા.
  - જો રાતનો વધારે હિસ્સો વીતી ચૂક્યો હોય અને સવાર થવાની તૈયારી હોય તો મુબારક કોણી ખડી કરીને, હથેળી પર શિર મુબારક મૂકીને આરામ ફરમાવતા કે જેથી ગાઢ ઊંઘ ન આવી જાય.
- સફર દરમિયાન આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કેટલીક ચીઝોથી ખાસ રીતે પનાહ માંગ્યા કરતા હતા :
  - સફરની મશક્કત અને પરેશાનીથી,
  - સફરમાંથી નાકામ અને નામુરાદ પાછા ફરવાથી,
  - ઘરવાળાઓ અને માલમાં કમી થવાથી,

- ઘરવાળાઓને ખરાબ હાલતમાં જોવાથી,
- મઝલૂમ (પિડીત)ની બદદુઆથી. ઉપરાંત

અમલે સાલિહ (નેક કામો)ની તૌફીકના ખ્વાહા (અભિલાષી) રહ્યા કરતા હતા.

- સફરમાં જરૂરી વસ્તુઓ સાથે રાખતા હતા :
આયનો, સુરમાદાની, મિસ્વાક, કાંસકી, સોય, દોરો અને કાતર.
- જ્યારે સફરથી પાછા આવતા અને મદીના મુનવ્વરામાં દાખલ થવાની નજીક થતા ત્યારે નાના બાળકોને આપની સમક્ષ રજૂ કરવામાં આવતા. તેમને સવારી પર સવાર કરી લેતા અને પછી મદીના મુનવ્વરામાં દાખલ થતા.
- જ્યારે મદીના મુનવ્વરામાં પધારતા ત્યારે શક્ય હોય તો ચાસ્તના વખતે દાખલ થવાની કોશિશ ફરમાવતા. મસ્જિદમાં જઈને બે રકા'ત શુક્રાના પેશ ફરમાવતા અને થોડો સમય સ્નેહીજનોની મુલાકાતના માટે મસ્જિદમાં જ તશરીફ રાખતા.

## ✪ સમાપ્ત ✪



# ✪ નમ્ર અપીલ ✪

ઇલ્મી, ઈસ્લાહી અને તબ્લીગી વિવિધ કામગીરી અને સેવાઓ ધરાવતી આપણી આ નામાંકિત, બહુલક્ષી સંસ્થા દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ, મુ. પો. કંથારીઆ પોતાના દરેક વિભાગમાં કામિયાબ અને બેમિસાલ પ્રગતિ કરી રહી છે. જતે દિવસે તેનું કાર્યવર્તુળ વિશાળ થતું જાય છે, તેમ તેના ખર્ચ, જરૂરતો અને બજેટમાં પણ વધારો થાય એ સ્વાભાવિક અને દેખીતી બાબત છે. દારુલ ઉલૂમની કાયમી કોઈ આવક નથી. બસ, લોકોના સહકાર પર એનું ચક્ર ગતિમાન છે. આથી સામાન્યતઃ દરેક મુસ્લિમે અને ખાસ કરી દારુલ ઉલૂમના દર્દમંદ, ધગશી, સક્રિય સહાયકો અને એહસાનમંદોએ એની જરૂરતોને સંતોષવા, એના બજેટને પૂર્ણ કરવા કટિબદ્ધ થવું જોઈએ. એના માટે યોગ્ય સહકાર પૂરો પાડવા તત્પર રહેવું જોઈએ. તન, મન અને ધનથી સહાય કરી સંબંધિત વર્તુળમાં પોતાના વગ—વસીલાને કામે લગાડી તેને મદદ કરવાની તલ્કીન અને તરકીલ કરવી જોઈએ. એ જ વિનંતી, એ જ અપેક્ષા.

સહકારનો અભિલાષી,

(મવ.) ઈસ્માઈલ અહમદ રાજુબરી (સા.)

(મુહતમિમ :) દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ—૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજરાત—ઇન્ડિયા)